...ॐ... Surat.

(સચિત્ર) શ્રી સરસ્વત્યૈ નમઃ ! (સચિત્ર)

( ડિટેકટીવ નવલકથા. )

# "ખૂની કોણ?"

પ્રયોજકઃ-શ્રી. [illegible]પુષ્પ.

—:ઙે:—

(માલનો એક્કો ચોકટનો ઝક્કો, [illegible]ક્ષસી [illegible] સરોવરની સુંદરી, મોતીની માળા, [illegible] લીલા, ઇત્યાદિના કર્તા.)

56


પ્રકાશકઃ-

## પ્રાણલાલ જીવણદાસ ઠક્કર.

માલીકઃ-"શ્રી પ્રાણજીવન પુસ્તકાલય."

બુકસેલર અને પબ્લીશર. ટાવર રોડ—સુરત.





સુરત—ચૌટાના પુલ ઉપર આવેલા "શંકર" પ્રી. પ્રેસમાં નારાયણરાવ લક્ષ્મણરાવ નીકમે છાપી.

આવૃત્તિ ચોથી.] કીંમત આઠ આના. [પ્રત ૨૦૦૦.

# અનુક્રમણિકા.


પ્રકરણ:-૧ લું. ... ... "બે ઘડીની બાદશાહી."

પ્રકરણ:-૨ જું. ... ... "ભેદી ટપાલ."

પ્રકરણ:-૩ જું. ... ... "મૃત્યુ-ઘંટ."

પ્રકરણ:-૪ થું. ... ... "કાતીલ કીનો."

પ્રકરણ:-૫ મું. ... ... "કોનો હાથ !"

પ્રકરણ:-૬ ઠું. ... ... "મનમોહન ખુની."

પ્રકરણ:-૭ મું. ... ... "મ્હોતનો મ્હેમાન."

પ્રકરણ:-૮ મું. ... ... "ભુલભુલામણી."

પ્રકરણ:-૯ મું. ... ... "ખુની ગિરફતાર."

પ્રકરણ:-૧૦ મું. ... ... "શિકાર છટકયો."

પ્રકરણ:-૧૧ મું. ... ... "દેવી સરોજની."

પ્રકરણ:-૧૨ મું. ... ... "કોકિલાનો ટહુકો."

પ્રકરણ:-૧૩ મું. ... ... "ખુનીનું ખંજર."

પ્રકરણ:-૧૪ મું. ... ... "કેશરીનો પંજો."

પ્રકરણ:-૧૫ મું. ... ... "ખુની કોણ ?"

પ્રકરણ:-૧૬ મું. ... ... "સદ્‌ભાગ્યનો સિતારો."

પ્રકરણ:-૧૭ મું. ... ... "મેના-પોપટ."

—:ઉપસંહાર ને છેવટ:—




### ચોથી આવૃત્તિની

## "પ્રસ્તાવના."

આજે ૭ માસ પછી પ્રસ્તુત નવલકથાની ચોથી–આવૃત્તિ બ્હાર પડે છે. મ્હારૂં હૃદય આ ચોથી વારની પ્રસ્તાવના લખતાં હર્ષથી છલકાય તો એ નિઃસંશય છે.

આ પ્રકારની ડિટેકટીવ નવલકથા લખવા મ્હારો આ પ્હેલવ-હેલોજ પ્રયાસ છે. પ્રકાશક બંધુનું પણ આ દિશા પ્રતિ આ પ્હેલુંજ પગલું હોઈ "પ્રથમજ પુષ્પ" છે. આ પ્હેલાં આ પ્રકારની નવલકથાઓ તો બેશુમાર બ્હાર પડી ચૂકી છે,છતાં આ નવલકથામાં મ્હેં એક નવીનતા વધારી છે, અને તે જુદી જુદી જાતની નાટકીય શેઅર બાઝી છે.

ટુંક વખતમાં મ્હારી આ નવીન સૈલિ એટલી તો લોકપ્રિય થઈ પડી કે એની ચાર આવૃત્તિઓ ઉપરાઉપરી થઈ ચૂકી છે, તદુપરાંત અન્ય લેખકોએ પણ મ્હારી આ નવ–સંશોધિત શૈલીને પોતાના લખાણોમાં સ્થાન આપી અનુકરણ કર્યું છે.

આ દિશામાં મ્હને જનસમાજનું અકલ્પિત ઉ-તેજન મળતાં મ્હેં "લાલનો એક્કો," "ચોકટનો એક્કો," "રાક્ષસી કુતરો," "સરોવરની સુન્દરી," ભાગ ૧–૨, મોતીની માળા તથા શયતાની લીલા, વિગેરે ડિટેકટીવ વાર્તાના પુસ્તકો ક્રમાનુસાર લખ્યાં. જે આજ પણ લોક-પ્રિયતા મેળવી રહ્યા છે.

લેખક તથા પ્રકાશક, ઉભય બંધુઓના આ સાહસને ઉત્સાહ પ્રેરી, સહર્ષ વધાવી લેનાર અમારાં પ્રિય વાંચક બંધુઓના કરકમળમાં ભવિષ્યમાં આથીયે ઉત્કૃષ્ઠ પ્રસાદીઓ ધરવા બનતા પ્રયત્નો અને પરિશ્રમો અમે કરીશું. પ્રભો ! અમારી એ શુભાભિલાષાઓ પાર પાડે ! એજ.

| | | |
|---|---|---|
| સંવત્ ૧૯૮૨. | ભવદી :– | વાડીફળીઆ |
| દ્વિતીય ચૈત્ર | સાહિત્ય પ્રેમી:—"પુષ્પ." | પગથીઆશેરી |
| સુદી પ્રથમા. | ગમનલાલ હીરાલાલ બદામી | સુરત. |

श्री



## સમર્પણ.



**સ્વ. રા. રા. ઠક્કર દામોદરદાસ હેમરાજભાઇ (ભાવનગર)**

આપશ્રીએ આપણી લોહાણા જ્ઞાતિના અંગે પડેલી એક
કેળવણીની મહા ખામી દૂર કરવા માટે આપનો ઉદાર હાથ
[illegible] લંબાવી જ્ઞાતિના ગૌરવ વધાર્યું આ માટે "લોહાણા
બોર્ડીંગ હાઉસ." જેવી એક સુન્દર સંસ્થા સંસ્થાપિત કરી છે.

એ સખી દીલના સખાવતના નમુના રૂપ અને
જ્ઞાતીના નાક રૂપ એ સંસ્થા જ્યાં સુધી કાયમ રહેશે. ત્યાં સુધી
આપનું નામ, તથા આપનું કામ અમારા દરેક જ્ઞાતિબંધુના
હૃદયમાં સુવર્ણાક્ષરે સદાને માટે અંકિત રહેશે.

ફૂલ નહી ને ફૂલની પાંખડી આજે મને આ જે કંઇ
મળે છે, તે વડે હે સખી બંધુ! તમારા આ મહા સેવાને સમારી,
પૂજા કરવા પ્રેરાઉં છું. એ સંસ્થાનો આશ્રય લેનાર ભવિષ્યના
એ યુવાનો. તમારો જન્મપર્યંત આરતી ઉતારવી નહીજ ભુલે

પ્રભો! આપનું આ આદર્શ અને અનુકરણીય દ્રષ્ટાંત અમ
એકેએક જ્ઞાતિબંધુના ઉરમાં અખંડિત જાગૃત રાખી આપના
સ્વર્ગસ્થ આત્માને ચિરઃશાન્તિ આપે! એવી નમ્ર પ્રાર્થના સાથે
આ સાહિત્ય-ફૂલડાંની ન્હાનકડી માળા આપના પરમ, પવિત્ર
અને પુનિત કંઠમાં હર્ષનાં છલકાતા હૈ અર્પણ હો.

અર્પનાર:-આપનો સ્નેહભીનો બાળક,

**ઠક્કર પ્રાણલાલ જીવણદાસ બુકસેલર. (ભાવનગરવાળા.)**

# “ખૂની કોણ?”

## પ્રકરણ:—૧ લું.

### “બે ઘડીની બાદશાહી.”



આ બે ઘડીની બાદશાહીમાં નરો ફુલાય છે,
સત્તા મળે કે દોર પોતાનો જમાવા જાય છે.
કંગાલની ગરદન ઉપર મૂકી છરી હરખાય છે,
પણ આંધળા સમજે નહિ નાહક નિસાસા ખાય છે.




જુઓ છો ? આ બટકબોલી છોકરીને ધક્કો મારી દૂર કરો...ઘરમાંના તમામ સામાન બહાર ખેંચી કાઢો” સરદાર દમનકાન્તે સિપાઇઓને ફરમાવ્યું.

“દયા...કર...બાઈ! દયા કર. અમારા ગરીબની ઉપર દયા કર. અમારા કંગાલની આંતરડી કકળાવી કોણ સુખી થયો છે? કે તું થશે? રાંકના નિસાસા લઇ કોણ સુખે સુતો છે? કે તું સુશે? બાઇ રહેમ કર.” પ્રૌઢ ઉમરની મધુરી રડતે હૃદયે બોલી.

“કંગાલને કકળાવીને નહિ સાર કંઇ તું કાઢશે,
લેશે નિસાસા રાંકના તે જીંદગી ભર સાલશે.

ઠરતો સ્વયં તેવોજ ! જે જેવો બીજાને ઠારતો,
સુખ દુઃખ તણી સોટી વડે સર્વેશ સૌને મારતો.

માટે એ ઇશ્વરી–સોટીનો દીલમાં ડર રાખ. સત્તાનો દોર ભૂલી જા. સિતમ ન વરસાવ. જે ઝાલીમ ને જબરી સત્તા આજે તું ભોગવે છે, તેનાથી પણ જબરજસ્ત સત્તા ભોગવનારા હતા ન હતા થઇ ગયા. મિટ્ટીમાંથી પયદા થઈ મિટ્ટીમાં મળી ગયા. ધરા ધામ ને ધન કોઇની સાથે ગયું નથી, ત્હારી સાથે જનાર નથી.

લંકેશગઢનો રાય રાવણ ચપટીમાં ચોળાઈ ગયો,
બાણાવળી રાજા કરણ પણ રણ વિષે રોળાઇ ગયો.
સારા ગયા, નરસા ગયા, કોઇ સદાના ના રહ્યા,
સુખ ચ્હેન શું ત્હારા થશે ? માથી ન જે કોઇના થયાં."

"છટ્ છટ્ એમ બિલાડીના ટળ્યાથી શિકાં તુટી જતાં હોય તો પછી શું જોઇએ ? અરે ગરીબના તો પેટમાં દાંત હોય છે. ભોગ તમારા કે તમે ગરીબ થયા. એમાં અમારે શું લેવા દેવા ? સુલ્તાનસિંહ ! (એક સિપાઇ તરફ જોઇ) ચાલ સામાન બ્હાર કાઢ."

"હાય ! આ ફુટેલા નસીબમાં ફરી વધુ આઘાત કરનાર ! બળતામાં ઘી હોમનાર ! ત્યારે શું અમારાં આંસુડા નકામાજ જશે ?"

"જશે જશ."

"અમારી દાદ–ફરિયાદ તું નહિ કાને ધરે ?"

"જરા પણ નહી."

"તો કહે ! કહે ! ઓ નરાધમ કર્મચંડાળ ! કે અમારે ક્યાં જવું ?"

"જહન્નમની ખાડીમાં... એમાં મ્હને શું પૂછે છે ? ગરીબીમાં સડો છો, એથી તો બ્હેતર છે કે કોઇનું મ્હોત લઇ મરી જાવ.

આ દુનિયામાંથી ઓછા થાવ. તમારા જેવા રોતા કકળતા કંગાલ ભિખારીઓની જગતને કશી જરૂર નથી."

"હાય પરન્તુ એ નામ પ્રમાણે ગુણ રાખનાર દમન! મ્હોત ક્યાં રસ્તામાં પડ્યું છે ?"

ન મળતું માગનારાને, અમોથી દૂર ભાગે છે,
વગર માંગ્યું પધારે એ ઉંધો વ્હેવાર લાગે છે.
પકડવા દોડનારાને, અતિ લંબાણુ આઘે છે,
ભુજા બે જોડનારાને, ઝડપવા એય ભાગે છે.

તો પછી ક્યાં જવું ? મ્હોત છેજ ક્યાં ?"

"મશાણમાં. ચાલ દૂર થા. ખાલી માથું ન પકાવ. તમારા જેવા જડભરતોની સાથે ઝાઝું મ્હોડું દુ:ખાવવામાં કંઇજ સાર નથી. જાવ................

નદીમાં યા સમુદ્રોમાં...અહીંથી જઇ મરો ડુબી,
તમે વેઠો વિપત્તિયો (તેમાં) તમારા દૈવની ખૂબી.
ફુટેલા દૈવના દર્પણ. ...બીજાને શું કહો એમાં ?
તૂટી ગાગર નસીબોની પછી પાણી રહે શેમાં ?"

મધુરી:—પરન્તુ બાઇ !

ફૂટેલા એ સિતારાને, દયાથી સાંધનારો તું,
છૂટેલી ભાગ્યની જાળી, ફરીથી બાંધનારો તું.
અમારા દૈવની મટકી, તણો તું ફોડનારો છે,
સીતમના કાંકરા મારી, તું પોતે તોડનારો છે.

ઓ ઝાલીમ! ન્હાની શી પણ આ ઝુંપડીમાં અમે માતા-પુત્રી કલ્લોલમાં દિવસ ગૂજારતા હતા. હૈયાની હારો માંડી પરસ્પર પ્રેમની પરબોમાંથી સાહ્યબ, સંતોષાઇ, ને સુઘડતાનાં નિર્મળાં પાણી પીતાં

હતાં, ભૂખ્યાં—તરસ્યાં અને થાકયાં પથિકોને પાતાં હતાં. આજે એજ પરબ અમોને ઘરની બ્હાર નિરાધાર અવસ્થામાં કઢી ત્હેંજ ફેંકી છે. હાય! એ ગાગરમાં હવે પાણીનું બિન્દુ સરખુંએ નથી રહ્યું. ત્હારા દીલમાં દયાનું ટીપુ નથી રહ્યું. સબૂર ! પણ જાય છે કયાં ? આ કંગાલનો તુટયો ફુટયો જૂજ નજીવો સામાન કયાં લઇ જાય છે ? નહિ લઇ જવા દઉં."

*                    *                    *                    *

ઝુંપડીના ભાંગાતુટાં બારણાની વચ્ચે મધુરી આડી ઉભી રહી. તેણીએ દમનકાન્ત અને તેના સિપાઇઓનો અંદર જવાનો માર્ગ રોકયો. હવે દમનકાન્તનો પિત્તો પૂરેપૂરો ઉછળ્યો. તેનો ક્રોધ કાબુમાં ન રહ્યો. તેણે મધુરીને બારણામાંથી દૂર જમીન ઉપર હડસેલી રસ્તો મોકળો કર્યો. સિપાઇઓ સામાન બ્હાર ખેંચી લાવવા માંડયા, ત્યાં તો માતૃઘેલી સોળ વરસની બાળા મેના, કે જે આઘી ઉભી રહી રડતી હતી, તે હવે વચ્ચે પડાઇ. થાકેલી માની જગ્યા તેણે સાચવી. દમનકાન્તના ચરણોમાં પડી તેણે કાલાવાલા કરવા માંડયાં. આંસુડાંથી પગ ભીનાં કરી નાંખ્યા. વિનંતિઓ કરી.

"ભાઇ !...ભાઇ...મ્હારી માતાને ખાતર...મ્હારે ખાતર...એક ગરીબના હૃદયની દુવા લેવાને ખાતર...દયા...કર.

દયાની આંખથી જોઇ...દુવા કંગાલની તું લે,
નિખારણ યાચના આવી...દયાને દાનમાં તું દે.
રીઝાવો તો ભલો ભગવાન નકકી આપ પર રૂઠે,
રીઝાવો તો...............................રૂઠે"

"ચાલ, ચાલ દયાનો ભંડાર, તમારા જેવા દીનોને લૂટાવી દેવાનો નથી સમજી ? એનો ઉપયોગ તો માણસ અને સંજોગ જોઇને કરકસરથી કરવાનો છે."

"જો તું દયા દાનમાં નહિ દઇ શકે, તો પછી જીવનમાં દાનમાં લઇ પણ નહિજ શકે.

જે આપી શકતો નથી, તે માગી શકતો નથી.
જે ખર્ચી શકતો નથી, તે ખાઇ શકતો નથી."

"ભલે ભલે! માગવાનો વખત આવશે, ત્યારે જોઇ લઇશું. અમારા જેવા ડાહ્યા માણસો ભવિષ્યનો વિચાર કદી આગળથી કરતાંજ નથી."

"અને તેથીજ પછી ખત્તા ખાવ છો, ઠોકર ખાવ છો..."

"બસ! ત્હારી વાચાળ જીભડીને અહીંથીજ કાપી નાખ. નાદાન છોકરી! નથી બોલતો તેમ તેમ વધારે ફાટે છે, કેમ? ચાલ તું પણ મ્હારા માર્ગમાંથી દૂર થા" દમનકાન્તે તેને પણ તેની માતાની માફક બ્હાર જમીન ઉપર પટકી.

હવે માતાથી ન સંખાયું. પોતાની પુત્રી મેનાને ગોદમાં લઇ તમામ હિંમત એકઠી કરી તેણે તે પાપી દમનકાન્તને કહ્યું, "ઓ માનવના વેશમાં શયતાનની ગરજ સારનાર ક્રુર રાક્ષસ! સાંભળ જે સત્તાના મદમાં તું આટલો બધો ફુલી ગયો છે, અંધ થયો છે, તે...

સત્તા ચલાવે રંક પર પણ અંત તેનો આવશે,
આથાય પૂરો વખ્ત ત્હેરો પ્રભુ મ્હારો લાવશે.
તુજ પાપનો કાચો ઘડો પૂરો ભરાઇ ફુટશે.
વૈભવ વિલાસી જીંદગાની, જોર જર સૈ લૂંટશે.
આ બે ઘડીની બાદશાહી બે ઘડીનો તોર છે,
આછી ચમકતી ચાંદની અંધારૂં પાછળ ઘોર છે."

વ્હાલા વાંચક ! વધુ વખત હવે તને આંટીઘુંટીમાં અને આતુર અવસ્થામાં નહિ રાખતાં આ શું થઇ રહ્યું છે ? તે સમજાવું. કર્ણાવતી નદીને કાંઠે કર્ણાવતી નામે નગર આવી રહેલું છે. ત્યાં આજે કનકકાન્ત નામે માયાળુ, ભલા, ઉદાર અને સુચરિત ઉમરાવની આણ વર્તે છે. નદીકિનારે સુશોભિત મ્હેલ બાંધી કનકકાન્ત પોતાની ધર્મપત્ની કોકિલા સાથે દિવસ નિર્ગમન કરે છે. કનકકાન્તે ગરીબોને રે'વા માટે સસ્તા ભાડાની કોટડીઓ જેવાં ઝુંપડાઓ નદીને સામે કાંઠે રાજ્ય-ખર્ચે બંધાવ્યા છે. જેમાંના એકમાં આપણી વાર્તાના બે પાત્રો મધુરી અને મેના, મા-દીકરી, આજ ચાર માસ થયા રહે છે. બાકીનાઓમાં ગરીબ વર્ગના મ્હેનત મજુરી કરનાર પરતુ સાદા ને સંતોષી ખેડુતો રહે છે. માતા-પુત્રી રેંટીઓ કાંતી અને દળણાં દળી પેટ પૂરતુ કમાય છે, ને ખાય છે. આજ ત્રણ માસ થયા મધુરી ઘરનું ભાડું આપી શકી નથી. તેની ચિંતામાં ને ચિંતામાં તે સુકાયા કરે છે. મધુરીની ઉમર આશરે ૩૫-૪૦ વરસની અને તેની પુત્રી મેનાની ઉમર ૧૬ વરસની હતી. મેનાએ બાલિકાવયને ઓળંગીને યુવાવસ્થાના આંગણામાં પગ મૂકયો હતો. માતા જેવીજ તે સુકુમાર અને સુન્દર હતી. સર્વાંગસુન્દર છતાં આ હીરાકણી વસ્ત્રાલંકારોની ટાપટીપ અર્થાત્ પ્હેલ ને પાસા વિના ઝળકાટમાં મંદ ભાસે તો તેમાં શી નવાઈ ? વળી અધુગમાં પૂરો ગરીબાઇમાં જન્મ ! ને તેના દુઃખો ! એટલે પછી શરીર અધું થઇ જાય, ને કાયાનો રંગ પલટાય, એ સ્વાભાવિક હતું. આવા દુઃખી સંસારને પણ રાહત આપનાર એક વ્યકિત હતી. અને તેનું નામ મનમોહનરાય. જેને મા સિવાય દુનિયામાં કોઇ ન્હોતું.

મનમોહન આ ગરીબ સંસારની દયા ખાતો, અને વારંવાર નજીવી આવકમાંથી નજીવી મદદ આ મા—દીકરીને કરવા ચૂકતો નહી. મધુરીની આંખ આ ભવિષ્યના જમાઇ મનમોહન ઉપર જ્યારે લાગી હતી, ત્યારે મેનાના અને મનમોહનના મન પણ એકમેકને મળેલાં હતાં. આજે મનમોહન પરગામ જવાનો હોવાથી માતા પુત્રીને છેવટની વાર મળવા આવવાનું આગલે દિવસે કહી ગયો હતો. માતા 'ઘરનું ભાડું ક્યાંથી આપવું ?' એ વિચારમાં હતી, જ્યારે પુત્રી મનમોહનનાં વિચારમાં ઘોળાતી હતી. ભાડું ઉઘરાવનાર દમનકાન્ત નામનો એક સરદાર હતો, જેને કોકિલાના આગ્રહથી કનકકાન્તે નીમ્યો હતો. તે સ્વભાવે ક્રૂર હતો. ત્રણ ત્રણ માસ થયા ગરીબ મધુરીને તે ભાડાને માટે ત્રાસ દેતો હતો, પરન્તુ કનકકાન્તની વારંવાર મુલાકાત ને મ્હેરબાનીથી મા–દીકરી ઇશ્વરકૃપાથી હજુ એ ઝાલીમના પંજામાં સપડાતાં બચ્યાં હતાં. પરંતુ આજે હવે છેલ્લો દિવસ હતો. મા–દીકરી મનમોહનની વાત કરતા હતા. માનો જીવ વાતમાં ન્હોતો. તેને તો પ્રતિપળે દમનકાન્ત આવ્યાનાજ ભણકારા વાગતા હતા. એટલામાં મેના બોલી.

"મા ! આ બધા કારસ્તાન કનકકાન્તના નહિ હોં ! એ તો બિચારા બહુ ભલા માણુસ છે, નહિ વારૂ ? પરન્તુ એમની પત્ની કોકિલાગોરીજ બહુ ક્રૂર છે. તેથીજ આપણુને આટલુ બધું શોષવું પડે છે."

હજુ માતા પુત્રીના આ પ્રશ્નનો પ્રત્યુત્તર આપે, ત્યાં તો યમદૂત જેવો દમનકાન્ત સિપાઇઓ સાથે ભાડુ ઉઘરાવવા આવ્યો, ને જુલમ કરી માલ બ્હાર કાઢવા લાગ્યો. તે વખતે તેઓની વચ્ચે જે વાદવિવાદ થયો તે આપણે વાર્તાને મથાળે વાંચી ગયા છીએ.

ઝુંપડાનો તમામ સામાન પોતાને કબ્જે લઇ હરાજીમાં લઇ જવા સિપાઇઓને આજ્ઞા આપી દમને ઝુંપડાના બારણાને તાળુ માર્યું. આ બાજુ મા–દીકરીનો દેખાવ કરૂણાજનક હતો. આસપાસ ખેડુતોનું ટોળું વિંટળાઇ વળ્યું હતું.

૧ ખેડુત–(અંદર અંદર) બહુજ શરમ ભરેલું કામ થાય સે.

૨ ખેડુત–ભગવાન એને પૂસે ! બચારાની આંતરડી દખાવી એ શું સુખી થવાનો સે ?

૩ ખેડુત–જો થોડાજ વખતમાં પરભુ કરે તે એને પેશો વચિત્ર અવાજ હંભળાય !

આવી આવી વાતચીતમાં સમય પૂરો થયો. દમનકાન્તે જતાં જતાં એક તીરછી નજર તે મા–દીકરી પર નાખી. દમામમાં ને દમામમાં તે આગળ વધ્યો. ત્યાં તો કોઇકની સાથે તે અથડી પડયો. હજુ તો તે કોણ છે ? એમ તે જોવા જાય છે, ત્યાં તો એના દોડતી કે તેની પાસે આવી રહી. એ આવનાર મનમોહન હતો.

"આવો. ભલે આવ્યા "

મધુરી ને એના મનમોહનને મળ્યા. તેમના સુખદુ:ખથી પરિચિત મનમોહન ક્ષણ માત્રમાં શું બન્યું છે ? તે પામી ગયો. તેણે દમનકાન્ત તરફ ફરીને કહ્યું,

"ભાઇ ! આમ જુલ્મ કરવો એ આપને શોભે છે કે ?"

"તેમાં મ્હારે શું ? અમે તો ચિઠ્ઠિના ચાકર. ભાડુ આપી દે, અને પછી સુખેથી રહે."

"પરન્તુ આપશે. બે દિવસ રહીને. ક્યાં ન્હાસી જવાનું છે ? હમણાં નહિ હોય તો શું ચોરી કરવા જાય ?"

"અરે એવા વાયદા તો છપ્પનસો વીતી ગયા. આવા ભૂખડી-બારસના તે વળી વિશ્વાસ કોણ કરે ?"

"એટલે તું શું કે'વા માંગે છે ? એઓ કે'વા છે ?"

"બદમાશ. હરામખોર."

"પાજી કર્મચંડાળ ! જીભ સંભાળીને બોલ."

"નહિ તો ?"

"જોવા જેવુ થશે."

"તું શું કરશે ?"

"પાંબામ પુરૂ આવશે."

"હા...હા...હા...હા...હા..." દમનકાન્ત અહીં ન્હોટેથી ખડખડાટ હસી પડયો, અને બોલ્યો, "અલ્યા ! ત્હને આટલું બધું આ લોકોનું લાગે છે, તો બાડુ એમના વતીનું તુંજ ચૂકાવી દેને ?"

"અફસોસ કે ન્હારૂ એટલું ગજું નથી. ન્હારી પાસે પણ હાલમાં સ્વતંત્ર કાણી કોડી નથી."

"ભિખારીના સંગી પણ ભિખારીજ" દમને તાનો માર્યો.

"અલબત્ત ! ભિખારીની દયા પણ ભિખારીનેજ આવે. શ્રીમંતને નહિ. જેને વિતે તેજ જાણે.

ગરીબીના ભુંડા દુઃખો, ગરીબો બાપડાં જાણે,
દરદ રોગિષ્ટના દિલનું, નિરોગી તે નહિ જાણે.
વાત, વઠે, અનુભવ જે કરે તેઓ પછી કાંવે,
'પરાઇ આંખના આંસુ નહિ નિજ આંખમાં આવે.'

ઓ દુષ્ટ ! આવો અણુઘટતો ને ક્રૂર હુકમ કનકકાન્તનું માથાળુ સુખ આપેજ નહિ. એ દયાળુ દાનવીરની જીભમાં આવી કટુતા ને ક્રૂરતા સંભવેજ નહિ. કહે કોની આજ્ઞાથી તું આ ફરજ બજાવે છે ?"

"ગૃહસ્વામીની ગેરહાજરીમાં ગૃહસ્વામીનીનો હુકમ બજાવવો એ સેવકનો ધર્મ છે."

"અફસોસ !"

તે પછી તરતજ દમનકાન્ત સર્વને છોડી ચાલતો થયો. મનમોહનના મુખમાંથી સહસા ઉદ્‌ગાર નીકળી પડયા. "કંઇ નહિ. જોઇ લઇશ. ત્હને તેમજ ત્હારા ઉમરાવ બેઉને." અને તે પછી તે નિરાધાર મધુરી ને એના તરફ ફરી બોલ્યો.

"તમારે ગભરાવાની જરાય જરૂર નથી. મ્હારે તો આજે પરગામ જવું છે. પરન્તુ મ્હારા પાછા આવતા સુધી તમે બંને સુખેથી મ્હારે ઘેર રે'જો. ત્યાં મ્હારી માતા તમારા બેઉની સારી માવજત કરશે. ઈશ્વર કૃપાથી આપણા ચારેનું ગાડું સુખ સંતોષમાં નીભશે."

"પરંતુ અમારા ઉપર તમારો આટલો બધો ઉપકાર ! એનો બદલો અમે ક્યારે વાળીશું ?" મધુરીએ આંસુભીની આંખે કહ્યું.

"એમાં આભાર માનવાની કશીય આવશ્યકતા નથી. માણસ માણસ ઉપર દયા કરે, એમાં શું વધારે કરે છે ! માટે ચાલો."

તે પછી આ સ્નેહભીની ત્રિપુટી મનમોહનને ઘેર જવા ચાલી. ત્યાં એક વયોવૃદ્ધ માણસ હાથ માંહેની લાકડી ઠેકાતો ઠાકતો આવ્યો, અને બોલ્યો.

"માફ કરજો. મહેરબાન ! પરન્તુ જો આપને મ્હારી કોઇ પણ પ્રકારની મદદની જરૂર હોય તો બેલાશક આપવા તૈયાર છું. હું પણ આપનો એક હિતચિન્તક છું."

"ના...જી...આજના વખતમાં એટલુંયે કહેનાર કોણ છે? અણુજાણ્યા છતાં આપની આટલી લાગણી છે, તે જોઇ અમે ખુશી થયા છીએ." મનમોહને જવાબ પાઠવ્યો.

"તમને નહિ તો આં તમારી સાથે બે બ્હેનો છે, તેમને કંઈ..."

અધુરા વાક્યનો અર્થ સમજી જતાંજ મનમોહન બોલ્યો..."જી! એમને પણ હાલમાં તો જરૂર નથી."

સૌ સૌને રસ્તે પડયા. પેલા વૃદ્ધ માણસે થોડી વાર રહી વેશ પલટયો. એક કદાવર બાંધાનો ચાલીસ વરસનો પ્રચંડ પુરૂષ હવે તે લાગવા માંડયો.

"કેટલી બધી હિંમત! મ્હારી મદદ લીધી હોત તો હું ખુશી થાત! પરંતુ હશે." અને તે પછી તેણે ગજવામાંથી સીગારેટ કાંડી સળગાવી. ધુમાડાના ગોટેગોટા કાઢતો તે ક્ષણવારમાં ત્યાંથીઅદ્રશ્ય થઇ ગયો.

વ્હાલા વાંચક! એ નવીન આવનાર બુઢ્ઢાનો સ્વાંગ સજનાર અન્ય કોઇ નહિ પરંતુ અંગદેશનો સુવિખ્યાત ડિટેક્ટીવ દેવેન્દ્ર પોતે હતો.



## પ્રકરણ:—૨ જું.

### "ભેદી ટપાલ."



પાપકર્મ પ્રારંભમાં પ્યારા લાગે ભાઇ,
પણ પુંઠે પસ્તાય છે સ્હેજ નહિ સુખદાઇ.
ઘડી ઘાટ દુષ્ટાત્મા ફસાવવાને જાય,
પણ કુદરતનો કાયદો પોતે નહિં ફસાય.



રગામ ગએલો ઉમરાવ કનકકાન્ત આજે કુસુમાવતીમાં પાછો ફર્યો હતો. નિત્યનિયમાનુસાર તેનો મ્હેલ જવાનો રસ્તો ગરીબોના ઝુંપડા પાસે થઇને હોવાથી તે ત્યાં રહીને પસાર થતો હતો. એવામાં તેની નજર એક ખેડુતની સ્ત્રી તરફ ગઇ. તે સ્ત્રી બીજા સાધારણ વર્ગની સ્ત્રીઓને કનકકાન્ત તરફ આંગળી બતાવી બોલી રહી હતી, કે "જુઓ! પેલો ક્રૂર હુકમ આપનાર ઉમરાવ જાય." કનકકાન્તને કાને આ શબ્દો પડતાં વારજ તેણે પોતાનો ઘોડો ત્યાં અટકાવ્યો. નીચે ઉતર્યો. તે સ્ત્રીની પાસે જઇ તેણે બોલેલા બોલ માટે ખુલાસો માંગ્યો. ખેડુતની સ્ત્રીને મ્હોડે બનેલો તમામ બનાવ જાણતાજ તેણે પોતાનો ઘોડો પૂરપાટ દમનકાન્તના ઘર ભણી મારી મૂક્યો. થોડી વારમાંજ તેને દમનનો ભેટો થયો. કનકકાન્તે જતાં વારજ દમનને પ્રશ્ન કર્યો.

"દમન! કહે જોઉં? પેલાં નિરાધાર માતા—પુત્રીને કોના કહ્યાથી ત્હેં ઘર બ્હાર કાઢી મૂક્યા?"

"શ્રીમતી કોકિલાગૌરીના." ઠાવકા મ્હોડે દમને જવાબ આપ્યો.

ત્યારબાદ દમનને કોઇ પણ જાતની વધારે પડપૂછ કરવી છોડી દઇ કનકકાન્ત સીધો પોતાને મ્હેલે આવ્યો. કનકકાન્તના ગયા કેડે તરતજ દમનના મગજમાં પણ કઇ વિચાર આવતાં તે પણ પોશાક બદલી એક છુપા ભોંયરા દ્વારા ક્યાંક ગૂમ થઇ ગયો. કનકકાન્ત પ્હેરેલાંજ કપડાભેરપોતાના ખાસ શૃંગારભુવનમાં આવી લાગ્યો. ત્યા તેણે શું જોયું? એક આશરે અઠ્ઠાવીસ વર્ષના સૌન્દર્યવતી લલના અત્યારે

# (સચિત્ર) પોલાદી પંજો. ડિટેક્ટીવ નવલકથા.

પ્રકાશક:-શ્રી પ્રાણલાલ પુસ્તકાલય, ટાવર રોડ-સુરત.



માલીક:-ડો. પ્રાણલાલ છગનલાલ બુકસેલર એન્ડ પબ્લીશર-સુરત.

શંકર પ્રેસ-સુરત.] કીંમત બાર આના.

આ એકાન્તવાસમાં એકલી ગાલે હાથ ટેકવી મૃદુ શય્યામાં પડી પડી કોઇ મહાન વિચારમાં તલ્લિન બનેલી હતી. કનકકાન્ત આવ્યાનું ભાન તેને ન્હોતું કર્ણાવતીના ઉમરાવની પત્ની અને કર્ણાવતીની મહારાણી કોકિલા તે આજ હતી. ઉમરાવના ઘરની પત્ની એટલે પછી વસ્ત્રા-લંકારની ઝમક હોય એમાં શું નવાઇ ! તેમાં વળી કોકિલાને બાલ્યકાળથ જ જરા ટાપટીપ વધારે પસંદ હતી. પછી તો પૂછવુંજ શું ? કંઠમાં કોકિલ સમાન એ કોમલડીનો અંગરંગ હંસલીની ધોળા-શને પણ શરમાવે તેવો હતો. તેના નયનોના ચમકારા આગળ રતિ પણ પાણી ભરે એમ હતું. કેશની કાળાશથી મણીધરોને લજવતી એ કોકિલાગૌરી 'કોકિલા ! કેમ છે ?" એ પ્રશ્નની સાથેજ ચોંકી. સફાળા બેઠી થઈ. અસ્તવ્યસ્ત થયેલા ચીર ઠીક કર્યા. માથાનો ઉડેલો છેડો તેણે સમો કર્યો. તેની વીચારમાળા તૂટી ગઇ. નમણાં નેત્રો પલકયાં. પ્રશ્ન પુછનાર પતિદેવ છે, એ જાણતાજ એના ગાલ ઉપર રતાશ ધાઇ આવી. આંખલડીના મર્મભેદક અણુસારા ને નખરા સાથે લાડ કરતી તે મંદ મંદ હસતી હસતી ઉભી થઇ. પાસે જઇ કાલાઘેલા શબ્દોમાં બોલી.

"બહુ મોડું થયું ! હો ! પધારો."

"તું શું કરતી હતી ?"

"વ્હાલમના વિચાર !"

"એમ કે ?"

"હાસ્તો ! બીજા કોના વિચાર કરવાના હોય ?"

"બરાબર છે, સતીને વિચાર સદૈવ પતિનાજ હોય."

"ખરૂં ને ? પરન્તુ તમે આજે આમ દાઢમાંથી બોલો છો, એવું મ્હને જણાય છે. તમારો હંમેશનો હસમુખો ચ્હેરો આજે ઉદાસ કેમ છે ? હસી ખુશીને વાત કેમ કરતા નથી ? હેં ?"

"કોકિલા ! ત્હને ખબર તો છે ને કે હું ગરીબોને ચાહું છું. તેમના દુઃખો હું દેખી શકતો નથી ?"

"ઘણીજ સારી રીતે. પરણ્યાને આજે દશ વર્ષ થયાં તેમાં તમને મ્હેં ઘણાંય ગરીબોને આશ્રય આપતાં જોયાં છે."

"બસ ! એ બધું તું જાણે છે તે છતાં મ્હારી ગેરહાજરીમાં શા માટે ગોટાળો કર્યો ?"

"શું ?"

"દમનકાન્ત પાસે પેલા નિરાધાર માતા-પુત્રીને કઢાવી મૂક્યા."

"નાથ ! એમાં મ્હારો મુદ્દલ વાંક નથી. આજ ત્રણ ત્રણ માસ થયાં ભાડા પેટે એક પાઇ પણ એમની પાસેથી વસુલ થતી નથી. હવે તે ક્યાં સુધી પાળવા ? એથી તો નાથ ! એમને ફાવી જાય છે, અને અયોગ્ય ઉત્તેજન મળે છે."

"નહિ ! અન્ય માટે એમ બને, પરન્તુ એ બાપડાં તો બરાબર ગરીબજ છે. કોકિલા ! આટલી બધી રાજ્યની તિજોરી તર છતાંયે ત્હારે હૈયે ટાઢક વળતી નથી, ત્હને સંતોષ નથી મળતો, એ બહુ અફસોસની વાત છે. 'અતિ લોભ તે પાપનું મૂળ.' પાંચ રૂપીઆ ભાડાને માટે ત્હેં આ કાર્ય તદ્દન અયોગ્ય તો શું બલ્કે ઉદ્ધત અને મુર્ખાઇભર્યું કર્યું છે. ત્હને ખબર નથી કે:—

દુનિયામાં ગરીબોથી કદર શ્રીમાનથી થાતી,
કસોટી દાનશીલોની ગરીબોથીજ લેવાતી.
દુઃખી તે માનવી ગણવો ગરીબાઈ ગઇ જેની,
ગરીબી જન્મભર નીભે અમીરી આ ઘડી બેની.

હમણાં હમણાં તું મ્હને પણ બાજુ ઉપર મુકી ત્હારે મન ફાવે તેમ રાજ્યમાં ઉથલપાથલ કરે છે. મ્હારી ગેરહાજરીનો ગેરઉપયોગ ગરીબોને અન્યાય આપી તું કરી રહી છે. મ્હારી અર્ધાંગના હોઇ ત્હારે તો આ બાબતમાં શરમાવું જોઇએ ! એક સમ્રાજ્ઞીને છાજતા સદ્‌ગુણોમાં દયા, માયા, રહેમ, દાનશીલતા અને સખી દીલનો પણ સમાવેશ થઇ જાય છે. પાંચ પૈસા દેવાના તો નથી મળતા, પરન્તુ તેમની પાસેથી ઉલ્ટા દમીને પડાવવાની દાનત કેવી ?

મળે માધવ-કૃપાથી તો ગરીબોને દઇ છુટો,
પરન્તુ છે લુંટાયેલા વધુ એને નહિ લૂટો.
મળે તો આપવું નહિ તો દયા ખાવી રહી તમને,
પરન્તુ રોવડાવાની ન દાનત દ્યો પ્રભો અમને.

ભલો ભુંડો ગમે તેવો ભિખારી નિન્દવો નહિ હા !
એ આજે, તમે કાલે, હસીને કો' જવાના ક્યાં ?
સ્થિતિ જે આજ એઓની, તમારી કાલ તેવી છે,
ન જાણો ! ભીખની ઝોળી ખભા પર કાલ લેવી છે !

ઉલ્ટું ગરીબો પર તો શ્રીમંતોની મહેરબાની જોઇએ ! રહેમની દ્રષ્ટિથી અવલોકી રંકની કકળતી આંતરડી ઠારી એમના અંતરના

આશિર્વાદના ભાગી થવાનું સદ્ભાગ્ય સૌને અને વારે વારે નથી મળતું. એ સદ્ભાગ્ય બહુ દુર્લભ છે હો !

ઉદ્ગાર દીનનો "હાશ" એકજ અવનિમાં અણમૂલ છે,
સંસાર ને ભવપાર તરવા પુણ્યનો એ પુલ છે.
સ્વર્ગસુખથી પણ અહા ! સંતોષ એનો ઓર છે,
સદ્ભાગ્ય—ભાનુના સિતારાનો સુચક શુભ પ્હોર છે."
"પરન્તુ એમાં મ્હેં એટલું બધું શું કરી નાખ્યું ?"

"ત્હેં કર્યું છે તો કંઇકજ. પરન્તુ ત્હને ખબર નથી કે ત્હને જે કંઇક લાગે છે, તે તેમને કેટલુંયે લાગે છે. ત્હારે મન એ કંઇજ હિસાબમાં નથી, પરન્તુ તેમને મન તો બહુ છે. એક રૂપિયા જેવડી વસ્તુ ત્હને ગણત્રીમાં ન હોય ! કારણ કે તું લાખોમાં ઉછરી છે. પરન્તુ તેમને મન તો બહું મોંઘી છે. ગરીબાઇના દુ:ખો ગરીબોજ જાણે. શ્રીમાનને તેનો ખરો ખ્યાલ ન આવે. આખવાળો આંધની અને પગવાળો લંગની પીડા ક્યાંથી પામે ? એનો જેને વીતે તેજ જાણે. આપણે સમજવું જોઇએ કે એ અને આપણે જુદા નથી. બધાંય એકજ જગદ્જનનીના સંતાનો હેઇ એકજ વસુંધરા ઉપર વસનાર અને જનાર છીએ. ગાંડા, ઘેલા, રંક રાય સર્વના સરજનહાર શ્રીપતિ સમભાવનાવાળો છે.

ધનવાન તેમજ ધનહીનો પણ ઇશ્વરી સંતાન છે,
કંગાલ તેમજ કુબેરને કેશવ કને સન્માન છે.
જુદાં નથી તોયે જુદાં જોનાર આ તમ આંખ છે,
કારણ તમારી આંખમાં સોના રૂપાની ઝાંખ છે.

બાકી જુઓ તો ઢેડ ભંગી બ્રહ્મ સર્વે એક છે,
સરખાં જુવો સરજાયલા સૃજના પણ એ એક છે.

શ્રીમંતાઇ, મ્હોટાઇ ગરીબાઇ ને ન્હાનાઇ એ સૌ મનમાં માની લીધેલા માનવીના પોતાના છે. બાકી ખરૂં જોતા તોઃ—

પચરંગી પ્રાણી નામ પુષ્પો જગ-બગીચે ખીલતાં,
અકેકની સુગંધ છાયા, ઓધ સઘળા ઝીલતાં.
કેઇ જરા સુંદર વધારે ને સુગધીદાર જો,
કોઇ બિચારૂં સાદું સાધારણ સુગંધીદાર તો.
સંપી તથાપિ સર્વ એ ખીલે, ખરે, સાથે રહે,
મોંઘા અને સોંઘા બધાને માળી સરખા જાળવે.

ખેડગાળા પુત્રને માતા ફેંકી નથી દેતી. એતો સારાને તેમજ નઠારાને બેઉને સરખાજ જતનથી જાળવે છે. તે પ્રમાણે તું આ ક્ષણિક રાજ્યલક્ષ્મીમાં છલકાઇ ન જા. ચઢતી પડતી સૌ કોઇને છે. સમજુ તો સમજે છેજ કેઃ...

અમીરો યા ગરીબો યા ફકીરો હો ગમે તેવા!
પરન્તુ જીવ સરખા શું સમજતો સર્વ ના દેવા?
જરૂરી જેટલી તમને બરાબર તેટલી તેને,
નથી મ્હોટાં જીવો તમને! અને ન્હાના કંઇ એને.
ગરીબોનાં દીલો દુભાવનારાં નીચ દાનવ છે,
તમેયે માનવી! સમજો! બિચારાં એય માનવ છે.

માટે હું ત્હને આજે ચેતવણી આપું છું કે આજ પછી ગરીબોને દુભાવી, તેમની આંતરડી કકળાવી, એવું જો હું સાંભળીશ, તો ત્હારો સદાને માટે પરિત્યાગ કરીશ."

"નહિ. નહિ. નાથ ! એમાં આટલો બધો ક્રોધ કરવો નથી ઘટતો. આપને જો એ પસંદ નથી, તો હું એ બાબતમાં માથુંજ નહિ મારૂં. લ્યો થયું હવે ? મ્હારે શું ? એતો અમસ્તી ! મ્હેં જરા કમનકાન્ત મ્હારી સલાહ લેવા આવ્યા, ત્યારે કેવળ વિચારજ દર્શાવ્યો. વારૂં ! જવા દયો હવે એ વાત, ને કહો જોઉં તમે બ્હારગામ ગયા હતાને ? ત્યાં શું કરી આવ્યા ! તે તો કંઇ જણાવ્યું નહિ ?"

"હા, તેજ હવે હું ત્હને જણાવું છું. જો સાંભળ ! થોડા દિવસ ઉપર મ્હારા ઉપર એક ભેદી ટપાલ આવી હતી, તે આ....રહી. ...જો...લે...વાચી જો."

કનકકાન્તે કોકિલાના હાથમાં એક કાગળ મૂકયો. ધ્રૂજતે હાથે કોકિલાએ તે ખોલ્યો ખોલતાંજ ત્હેના મોઢા ઉપરનું નૂર ઉડી ગયું. ઘડી પહેલા હસતા કોકિલાના મુખ ઉપર ગંભીર ગમગીની છવાઇ ગઇ. વાંચક ! તું પણ આ કાગળનો ભેદ વાચી ત્હારી ઉછળતી જિજ્ઞાસાને તૃપ્ત કર.

રા૦ કનકકાન્ત,

તમારો ગૂમ થએલો ન્હાનો ભાઇ કેશવકાન્ત જીવે છે. સમય આવતાં આપોઆપ ખુલ્લો થશે. માટે વાત કરતાં પ્હેલાં ખૂબ સંભાળજો.

લી. "હું જાતે ને પોતે."

"હું ધારૂં છું કે કોઇ દગાખોરનું આ કાવત્રું હોવું જોઇએ. તમારા ભાઇને ગૂમ થયાને આજ દશકો વીતી ગયો. આટલા વર્ષ

નહિ ને હવે એ જીવતા હોય એ સંભવેજ ક્યાંથી ? મ્હને તો લાગે છે કે કોઈ બદમાશનુંજ આ રાજ્યગાદી પચાવી પાડવા તરકટ છે. કેમ તમને શું લાગે છે ?"

"કોકિલા ! કોઇ પણ વિષય ઉપર માણસે પોતાનો સ્વતંત્ર અભિપ્રાય આપતાં પ્હેલાં લાંબો વિચાર કરવો જોઇએ. આમ ઉતાવળા બની ફાવે તેમ મત બાંધી લેવો ઠીક નથી. જો કે લખનારે પોતાની ચતુરાઇ ચલાવી નામ-ઠામ અને તિથિ નથી લખ્યા, પરન્તુ હું કલકત્તા ગયો હતો...ત્યાં..."

"કલકત્તા ? તમે ગયા હતા ? હેં ! ત્યાં શું ?" અધીરી કોકિલા વચમાંજ બોલી ઉઠી.

"ધીરી પડ. ત્યાં પ્રખ્યાત ડિટેકટીવ દેવેન્દ્રકુમાર સાથે મ્હારે મુલાકાત થઇ."

"દેવેન્દ્ર ?" કોકિલા હવે ચોંકી.

"હા ! કેમ તું એને ઓળખે છે ?"

"ના રે ! મ્હેં તો એમને જોયાએ નથી, પરન્તુ મ્હેં સાંભળ્યું છે, કે એઓ બહુ બાહોશ છે. હાં ! પછી તમે અમને આ કાગળ બતાવ્યો એમજ ને ?"

"હા."

"અને એમણે શું જવાબ આપ્યો ?"

"એજ:—કે કેશવકાન્ત જીવતો હોય એ સો વસા સંભવિત છે. પોસ્ટ ઉપરની છાપ જોતાં પત્ર કર્ણાવતીથીજ બીડાયેલો છે. અને કેશવ આપણાજ શહેરમાં કોઇ છૂપી જગ્યાએ છૂપાયલો છે."

"અને તમે એમ માની લીધું કે નહિ ?"

"એમાં માનવા નહિ માનવાનો સવાલજ ક્યાં રહે છે! દેવેન્દ્ર કંઇ જેવો તેવો માણસ નથી. આ બાતમી મળતાંજ મ્હેં પ્રથમનું વીલ રદ કર્યું છે, અને હવે નવું કરવા ઇચ્છા ધરાવુ છું.

"આમ એકાએક સાહસિક પગલું ભરવું સારૂં નથી. હો !"

"નહિ. મ્હારૂં મન પણ સાક્ષી પૂરે છે, કે કેશવ જીવનો હોવોજ જોઇએ. દેવેન્દ્રને મ્હેં એ કાર્ય સોંપ્યું છે, અને આજેજ દેવેન્દ્ર અહીં આવનાર છે, કારણ કોઇ ગર્ભશ્રીમંતના ખૂનના કેસનો ભાર પણ હાલમાં તેને માથે છે. વળી તે બાબતમાં તેને અત્રેથીજ કેટલીક બાતમી મેળવવી છે."

આ બધું સાંભળતાંજ કોકિલા ધોળી પુણી જેવી થઇ ગઇ. તેના વદનચંદ્રની લાલાશ ફિક્કી પડી ગઇ કોણ જાણે એવું તે શું હતું ! કે દેવેન્દ્ર અહીં આવનાર છે, એમ સાંભળતાંજ તેના મોતીયા મરી ગયા. મહામહેનને તેણે સવાલ કર્યો.

"હવે તમે નવા વીલમાં શું સુધારો કરવા માંગો છો ?"

"જો. કોકિલા ! હૃદયેશ્વરી ! ખોટું ન લગાડીશ, પ્રથમ વીલમાં હું અપુત્ર હોવાથી મ્હારા મરણ પછી કર્ણાવતીની ગાદીની હકદાર વારસ તુંજ હતી, પરન્તુ હવે મ્હેં ચાલતા આવેલા ધારાને અનુસરી વિચાર બદલ્યો છે, અને ત્હારા પોષણ અર્થે અમુક રકમ બાંધી આપી બાકીનો તમામ હક્ક મારા ભાઇને નામે લખાવવા માગું છું."

હતાશ કોકિલા આ પછી આગળ કંઇજ ન બોલી. કનકકાન્ત પણ તે પછી કોકિલાનો ઓરડો છોડી ગયો પરન્તુ પેલો ભેદી કાગળ કોકિલાના ઓરડામાં તે ઉતાવળમાં ભૂલી ગયો. થોડી વારે તેને

તે સાંભર્યો, અને તે લેવા તે કોકિલાના ઓરડા પ્રતિ પાછો ફર્યો. બારણા આગળ આવતાંજ અંદર કોઇ બે જણાં વાત કરતાં હોવાનો ભાસ તેને થયો. કનકકાન્ત કાન માંડી તે સાંભળવા લાગ્યો. વ્હાલા વાંચક! આ બે વ્યક્તિઓ કોણ હતી?

એક તો કોકિલા પોતે, અને બીજો તેનો ભાઈ કુંજવિહારી.

## પ્રકરણ:—૩ જું.

### "મૃત્યુ—ઘંટ."

માબાપના સંતાનમાં સંસ્કાર ઉતરી આવતા,
સદ્‌ગુણ કે દુર્ગુણની છાપ બરાબર લાવતા.
માટે તમારા બાળ જો સુશીલ ઇચ્છો ભારતી,
શિખવાડજો સૌથી પ્રથમ સદ્‌ગુણની શુભ આરતી.



વેં મધુપુરી નામની નગરીમાં માધવસેન નામનો એક ઉચ્ચ કોટીનો સંસ્કારિત બ્રહ્મણ રહેતો હતો. વિદ્વાન હોવાથી તે પેટ પૂરતું કમાઇને આનન્દમાં દિવસ ગાળતો હતો. તેને સંતાનમાં માત્ર એક પુત્ર અને એક પુત્રી હતા. કમનસીબે માધવસેનને બદચાલની નારી મળી હતી. તેની પત્નીનું નામ વિમળા હતું. પરન્તુ ગુણો તો નામથી ઉંધાજ

હતા. ઘણે વરસે પુત્રહીન એવા માધવસેનને પુત્ર થયો, જેનું નામ કુંજવિહારી. એકનો એક પુત્ર, એટલે લાડમાં ઉછરેલો, પછી નબળો નીકળે એમાં નવાઇ શું? બે વરસે વિમળાએ એક કન્યા રત્નને જન્મ આપ્યો, જેનું નામ કોકિલાગૌરી. કુંજ વીસ વરસનો અને કોકિલા અઢાર વરસની થતાંજ શહેરમાં કોલેરાનો રોગ ફાટી નીકળ્યો, જેમાં પિતાનું છત્ર ગયું. કોકિલાના લગ્ન જ્ઞાતિના એક સુશ યુવક સાથે થયા હતા, પરન્તુ કમનસીબે તે બિચારો લગ્ન પછી દશ દિવસમાંજ આલોકને છોડી ગયો હતો. કોકિલા બાળવિધવા હતી. પણ તેણે શૃંગાર (વેશ) રાખ્યો હતો. જો માતા સારી ચાલની હોત, તો કોકિલા કલંકીની ન થાત, પરન્તુ પતિના મરતાંજ વિમળાએ છચોક યારી કરવા માંડી. માતાના કુસંસ્કાર બાળવિધવા પુત્રી ઉપર પડયા. અને તે પણ કુંજના એક વણિક જ્ઞાતિના યુવાન મિત્ર ઉપર મોહી પડી. ભાઇની શિખામણ અને સલાહથી એક રાત્રે તેઓ ત્રણે દૂર દેશમાં ન્હાસી ગયા. બે ત્રણ વરસ એ ત્રિપુટીએ સાંજ ગાળ્યા, પરન્તુ પછી જેના ઉપર કોકિલા ગાંડી ઘેલી બની હતી, જેના પ્રેમમાં પોતાના પતિવ્રત ઉપર તેણે પાણી મુક્યું હતું. તે પૈસાથી ખાલી થઇ ગયો. ભાઇની શિખવણીથી આ ખાલી થયેલ ખોખાને રસ્તામાંથી સાફ કરી કોઇ બીજા ધનવાનને ફસાવવા કોકિલાએ નિશ્ચય કર્યો. એક રાત્રે લાગ જોઇ કોકિલાએ પોતાના એ પતિને પાણીમાં ઝેર દીધું. શબને સંતાડી તેઓ પોતાના પ્રથમને ઘેર ગયા, પરન્તુ ત્યાં ખબર કાઢતાં જણાયું, કે તેમની માતા કોઇની સાથે ન્હાસી ગઇ છે કુંજે ઘર વેચી દીધું. અને પછી મેળવેલા પૈસા લઇ બેઉ ભાઇ બ્હેન નોકરીની શોધમાં નિકળ્યા. આખરે એક નાટક કંપનીવાળા સાથે કુંજને ઓળખાણ થઇ, અને કોકિલાના લાવણ્ય ઉપર તે મરી

ફીટયો. તેણે કોકિલાને ગાતાં બજાવતાં શીખવ્યું. પ્રવીણ થતાંજ મીસ સરસ્વતિના ઉપનામ નીચે ખેલોમાં તે નાટ્ય-નાયિકાની ભૂમિકા શોભાવવા લાગી. બ્હેનને પૈસે ભાઇ પણ મોજમઝા મારવા લાગ્યો. સરસ્વતિ ઉપર શ્રીમંતો ફુરબાન થઇ ગયા, અને તેને મલબજાના આમંત્રણો આવવા લાગ્યા. એટલામાં એકાએક કોઇ ગર્ભશ્રીમંતની ગરદન ઉપર છરી ફેરવી કુંજે પોતાને લક્ષાધીપતિ જાહેર કર્યો, અને કોકિલાએ-સરસ્વતિએ પણ એક પ્રખ્યાત વારાંગના સાથે ઓળખાણ થયા બાદ નાટક કંપની છોડી સ્વતંત્ર ધંધો શરૂ કર્યો. હવે મીસ સરસ્વતિના માન વધ્યાં. ઠેરઠેર તેના નાચ-મુજરા થવા લાગ્યાં. એવામાં કુંજનું ભોપાળું પકડાયું. તેની પાછળ પોલીસો પડતાંજ તે બ્હેનને લઇને નાઠો, અને કર્ણાવતી આવ્યો, જ્યાં ઉમરાવ કનકકાન્તે તે બેઉ ભાઇ બ્હેનને આશરો આપ્યો. આગળ જતાં યોગ્ય પત્નીની તપાસમાં એવા કનકકાન્તને કોકિલા કુંવારી છે. એવી કુંજ મારફત ખબર પડી. કુંજે પોતે ઉમરાવના પુત્રપુત્રી હોઇ કોઇ અગત્યની તકરાર થવાથી રાજ્ય ત્યાગ કરી આવેલા જણાવ્યું. કોકિલાની કુદરતી સુન્દરતાથી ઉમરાવની શંકા ભાંગી ગઇ, અને રાજબીજ જાણી તેણે કોકિલાને પોતાની પત્નીની જગ્યા આપી તે દિવસથી કોકિલા કર્ણાવતીની મહારાણી મનાવા લાગી કુંજ હવે બહુ આવતો જતો નહિ. તે હંમેશાં દેશાવરજ પડી રહેતો. કોકિલા તેને અવારનવર ખપજોગા નાણાં છુપી રીતે મોકલ્યા કરતી, અને આ રીતે આ ભેદી ભાઇબ્હેનનાં ભેદ ઉપર હાલમાં તો અંધકાર છવરાયલો હતો, આ રમુજી ભેદની ઉકેલણીના કામ ઉપર જો કોઈ બાપીને લાગ્યું હોય, તો તે ડીટેકટીવ દેવેન્દ્રજ હતો, કારણ પેલા ગર્ભશ્રીમંતના ખૂની કુંજને શોધવાનું કામ તને સોંપાયું હતું, પરન્તુ કુંજે પોતાનું ખરું નામ તે વખતે ત્યાં

છુપાવી દીધું હતું. દેવેન્દ્ર તેમને સરસ્વતિ અને શરદચંદ્રના નામથી પિછાનતો હતો. મધુપુરીથી ગર્ભશ્રીમંતનું ખુન કર્યા બાદ તેઓ ક્યાં ગુમ થઈ ગયા? તેની ખબર દેવેન્દ્રને પણ ન હતી. બાકી આગળની તમામ વાત તેણે શોધ કરી જાણી લીધી હતી.

આ ભાઈબ્હેનને પેલા મૃત્યુ—ઘંટની સાથે સંબંધ હતો. કનકકાન્તની પ્હેલાના રાજાએ, કોઇ વિધવાને નિર્દોષ છતાં અન્યાય કર્યો હતો. તેના એકનાએક પુત્રને ફાંસીની શિક્ષા કરવાથી ગાંડી થયેલ એ વિધવાએ પુત્રની પાછળ પોતાનો પ્રાણ પટકી નાખ્યો હતો. મરતી વખતે તેના ગળામાંથી એક કુદરતી રીતેજ કાળદૂત જેવી ચીચીયારી બ્હાર પડી હતી. તે જાણે કોઇ પર્વતમાંથી ભેદી સૂર ન આવ્યો હોય! તેવી લાગી હતી. આ વિધવાના શ્રાપે કરી કર્ણાવતીમાં એવી સજ્જડ માન્યતા ફેલાયલી હતી, કે એ વિધવા કર્ણાવતીની ગિરિ–કંદરા નામે કૃપાળકૂટમાં રહે છે. ને દિવસથી એ ગુફામાં કોઇ પણ જતું ન હતું. ત્યાર બાદ થોડા દિવસ રહીને પાછો એવોજ ભેદી સૂર સૌના સાંભળવામાં એ ગુફામાંથી આવ્યો. રાજાએ તપાસ કરી; પરન્તુ કાંઇ પત્તો લાગ્યો નહિ. બન્યું એવું કે તેજ દિવસે કર્ણાવતીના રાજ્ય કરનાર રાણાનું ખૂન થયું, અને ત્યારથી આ સૂરને લોકો મૃત્યુ—ઘંટને નામે ઓળખવા લાગ્યાં. એ સૂર કર્ણાવતીના ઉમરાવના મરણની આગાહી–સૂચક હતો. ભલભલા ડિટેક્ટીવોએ ગુફાની બારીક શોધ કરી હતી, પરન્તુ કંઇ પણ હાથ લાગ્યું ન્હાતું. જાતે દેવેન્દ્રને પણ આ વાતની ખબર પડતાં તેની મુલાકાત લેવા તે ચૂક્યો ન હતો, પરન્તુ પરીણામ શૂન્યજ આવ્યું હતું. આજુબાજુના તમામ પ્રદેશમાં આજે દશ વરસ થયાં ઉપરનો વ્હેમ પ્રચલિત હતો. અને મનમોહન, દેવેન્દ્ર, કનકકાન્ત

વગેરે તેનાથી વાકેફગાર હતા. જ્યારે કોકિલા અને કુંજ કર્ણાવતીમાં આવ્યા, અને કોકિલાના લગ્ન કનકકાન્ત સાથે થયા, ત્યારે કોકિલા અને કુંજને કાને પણ આ ભેદી સૂર..."મૃત્યુ-ઘંટને" વિષે સાંભળવામાં આવ્યું. લોકો જો કે દશદશ વરસ થયા, ફરી એ સૂરની ઝાંખી સુદ્ધાં થઇ ન હોવા છતાં, હજુ એવીને એવી માન્યતા ધરાવતા હતા. એ વાત આ બાઇબ્હેન જાણતા હતા. કપાળકૂટની ભયંકર પ્રચંડ ગુફા ભૂતાવળી થવાથી લોકો એને ભેદી ગુફાને નામે ઓળખતા હતા. કનકકાન્તના મ્હેલથી તે નજીક પાસે હતી. પેલા વિચિત્ર અવાજને "મૃત્યુ-ઘંટ" કે'તા હતા. દશ વરસ પછી આજ ગુફાના એક એવો અવાજ થયો હતો, જ્યારે કનકનો ન્હાનો ભાઇ કેશવકાન્ત ગૂમ થઇ ગયો હતો. આવા આવા ઉપરાઉપરી પ્રસંગોથી એ વ્હેમ લોકોના મનમાં સજ્જડ વાસ કરે તો એમાં ખોટું શું છે? પરાપૂર્વથી ચાલતા આવેલા વ્હેમનું સંશોધન દેવેન્દ્રને મળી કનકકાન્તે કરવા કમ્મર કસી હતી. આટલું જાણી લીધા પછી વાંચક વીર! હવે તું બેલાશક આગળ વધ.



# પ્રકરણ:—૪ થું.

## "કાતીલ કીનો."





"ઓહો એમજ કે કંઈ બીજું?" પુરૂષ વ્યક્તિ બોલી.

"એટલે ત્હારે મન એ શું હિસાબમાંજ નથી! આ કંઇ ન્હાની સુની વાત નથી? શું સમજ્યો?" સ્ત્રી વ્યક્તિએ સવાલ કર્યો.

"ન્હાની નહિ તો શું? કુંજના હાથમાંથી કેશવ જીવતો જાય, એ ત્હારે આશા રાખવીજ નહી. થોડા દીવસમાં એ દેવેન્દ્રને પણ ખબર પડશે. પણ વીલનું શું?"

"હા! નવા વીલથી આપણો હક્ક માર્યો જશે."

"ફીકર નહી. એ વીલ પણ ઉડાવી લેવાનું મ્હારે માથે. બોલ પછી કંઇ છે?"

"પરન્તુ બીજું એ છે કે ત્હારા બનેવી કલકત્તા ગયા હતા."

"હેં! કલકત્તા?"

"હા."

"કયારે?"

"બે ચાર દિવસ થયા."

"ત્યારે ત્હેં તો મ્હને કંઇ વાત પણ નહિ કરી!"

"મ્હને તો ફક્ત પરગામ જવાનું કહ્યું હતું. ગામનું નામ પણ ન્હોતું પાડયું."

"વારૂ ! ત્યાં જવાનું કારણ?"

"આ કાગળનો ભેદ ડિટેકટીવ દેવેન્દ્ર પાસે પામવા." કહેતાંજ કોકિલાએ કનકકાન્તનો રહી ગયેલો પત્ર કુંજના હાથમાં મૂકયો. કુંજે તેના ઉપર નજર ફેરવી.

"વારૂ ! પછી શું થયું?" કુંજે બ્હેનને કાગળ પાછો આપતાં કહ્યું.

"દેવેન્દ્રે એટલી બાતમી મેળવી આપી છે, કે કેશવકાન્ત હજુ જીવતો હોઈ તે પણ વળી કર્ણાવતીમાંજ છે."

"બસ ! ત્યારે તો બેડો પાર."

ઉપરનો સંવાદ ભાઈબ્હેન વચ્ચે એટલો તો ધીરેથી ચાલતો હતો, કે કનકકાન્તના કાનમાં અક્ષર સરખોય પડતો ન હતો. બહુ વાર નાહકના કાન માંડીમાંડીને તે કંટાળ્યો, એટલામાં છેલ્લું વાકય કે જે કુંજ બહુજ જોરથી હાથ ઠોકીને બોલ્યો, તે તેના કાન પર પડયું.

"બસ. ત્યારે તો બેડો પાર."

અને તેની સાથેજ એક આંચકા સમેત દિવાનખાનાનું દ્વાર ઉઘડી ગયું. કનકકાન્ત અંદર દાખલ થયો.

"ઓહો ! કેમ? તું કયારે આવ્યો કુંજ?" કનકે જતાંજ પૂછયું.

"મ્હને આવ્યાને ભાગ્યેજ દશ મીનીટ થઇ હશે."

"કેમ ? તબીયત તો મઝામાં ને ?"

"જી, હા."

"અરે ! હાં ! પરંતુ કોકિલા ! અહીં પેલો મ્હારો કાગળ રહી ગયો હતો ને ? કયાં છે ?"

"આ રહ્યો...લ્યો."

કોકિલાએ પતિના હાથમાં પેલો કાગળ મુકયો, એટલે કુંજ ઉઠયો. બારણા તરફ વળતાં તે બોલ્યો.

"લ્યો બેસો. ત્યારે હવે હું જઇશ."

"આવજે ! પણ હાં કુંજ ! તું દમનના ઘર આમળથી જવાનો છે કે ?"

"હા...રસ્તો તો એજ છે ને વળી ?"

"ત્યારે તો જરા દમનને કે'તો જજે, કે હાલને હાલ કોઇ બાહોશ વકીલને મ્હારે ત્યાં મોકલી આપે."

"બહુ સારૂ."

કુંજ ગયો હવે કોકિલા અને કનક ફરી એકઠા થયા, એટલે ધીરેથી કોકિલાએ પાછી પેલી વાત ઉપાડી.

"કેમ ! અત્યારે ને અત્યારે આજે કંઇ વકીલનુંજ કામ ?"

"જેમ બને તેમ મ્હારા બાઇના લાભમાં મ્હારે નવું વસિયતનામું કરાવવું છે. કારણ આ કાચની કાયાનો થોડોજ ભરોસો છે ? કે તે કયારે પડી જશે ?"

"બરાબર છે."

સચિત્ર

દ્વિતીય વાર્તા.

# અત્યાચારી અપ્સરા.

માલીક—ડા. પ્રાણલાલ જીવણદાસ બુકસેલર એન્ડ પબ્લીશર ટાવર રોડ-સુરત



પ્રકાશક—શ્રી આણંદજીવન પુસ્તકાલય ટાવર રોડ-સુરત.

શંકર પ્રેસ-સુરત.

કીંમત આઠ આના.

હજુ આગળ કોકિલા કંઈ બોલે ત્યાં તો પેલો વિચિત્ર અવાજ "મૃત્યુ–ઘંટ" તેમના સાંભળવામાં આવ્યો. કોકિલા ધોળી પૂણી જેવી થઇ ગઇ. કનકકાન્ત પણ ઠંડોગાર થઇ ગયો. નોકરચાકરો પણ ભયભીત થઇ દોડી આવ્યા, અને શેઠને ઘરની બ્હાર ન જવા દેવા બહુ બહુ કહ્યા છતાં હઠીલો કનક અવાજની દિશા બાંધી તે તરફ સપાટાબંધ દોડવા લાગ્યો. હજુ તો તે થોડેજ ગયો હશે, ત્યાં તેને રસ્તામાં એક લાવણ્યવતિ લલનાએ આવી રોક્યો.

"કનકકાન્ત ! જરા થોભો."

એક અજાણી અબળાને મ્હોડે પોતાનું ખરૂં નામ સાંભળતાંજ કનક સ્થંભ્યો.

"તમે કોણ છો ?"

"તમારૂં ભલું ઇચ્છનાર એક યુવતિ."

"નામ ?"

"દેવી."

"દેવી ! તમે મ્હને ઓળખો છો ?"

"જી. હા."

"કેવી રીતે ?"

"એ બધું જણાવવાનો અગર પૂછવાનો સમય અત્યારે નથી. હું એ જાણવા માંગું છું કે તમે પેલા અવાજની પાછળ શોધ માટે નીકળ્યા છો ! નહિ વારૂં ?"

"તમારી ધારણા સાચી છે."

"એ ધ્વનિ શું સુચવે છે ? તે તો તમે જાણો છોને ?"

"કેમ નહી !"

"શું !"

"કનકાવતીના ઉમરાવનું ! એટલે મ્હારૂં મ્હોત."

"બસ ! તો પછી જાવ...ગમે તેમ થાય છતાં આજ રાત્રે કદી પણ ઘર બ્હાર ન નીકળશો."

એટલામાં તો દમનકાન્તે મોકલેલા વકીલ સાહેબ રસ્તામાંજ કનકકાન્તને જોઇ બોલ્યા. "કેમ ! ઓહો કનકકાન્ત આપજ ને ?"

"હા, જી."

"આપેજ દમનકાન્ત સાથે મ્હને કહેવડાવ્યું હતું ને ?"

"જી, હા."

"આપની સાથે આ બ્હેન કોણ છે...?"

અને કનકકાન્ત આ સવાલનો વિચાર કરી જવાબ વાળે તે પ્હેલા તો "દેવી" જાતેજ બોલી ઉઠયાં...

"એક આશ્રિત અબળા."

કનકકાન્તને દેવીએ નાક ઉપર આંગળી મૂકી ચૂપ રહેવા સમજાવતાં ધીમેથી આંખ મીંચી. કનકકાન્ત સમજ્યો. તે પછી ત્રણે કનકકાન્તના ખાનગી આવાસમાં આવ્યા. મરજી મુજબનું વીલ તૈયાર થયું. વીલને સીલ કરી તે વીલ વકીલ મી૦ સુરેન્દ્રનાથને સોંપતાં કનકકાન્તે કહ્યું.

"જો જો જાળવજો. જાન જતાં પણ વીલ જાય નહી. કનકાવતીનો ભવિષ્યનો ગાદી વારસ ખરૂં જોતાં કેશવકાન્તજ છે. અને તે જીવતો હોય ત્યાં સુધી મ્હારા કોઇ પણ અંગદ સગાનું લાગે વળગે નહિ."

આ પછી વકીલ સુરેન્દ્રનાથ દેવી તથા કનકકાન્તની રજા લઇ વીલ એક ન્હાની પેટીમાં બરાબર મુકી તે લઈ ચાલ્યો ગયો. કામ પૂરૂં થતાંજ દેવીએ કનકકાન્તની રજા માંગી 'સમય આવે મળીશ,' કહી તે છૂટી પડી. છતાં છુટા પડતાં પડતાં તે ફરી એકવાર એની એજ ચેતવણી આપતી ગઇ, કે 'આજે ગમે તેમ થઇ જાય છતાં ઘરબ્હાર પગ મુકશો નહિ.' તદ્ ઉપરાંત જતાં જતાં તેને કનકના હાથમાં કંઇક સેરવ્યું. બીજીજ પળે તે ગૂમ થઇ ગઇ. કનકે તેના ગયા પછી તેણે તે જોયું. તો તેના ઉપર દેવીનું નામ ઠામ છાપેલું હતું. કનકે તે વાંચ્યું. ફરી ફરીને વાંચ્યું. વાંચતાંજ તેના હાથમાંથી તે કાપલી નીચે પડી ગઈ. તે દેવીને એક વાર જોવા અને ફરી મળવા બારણાની બ્હાર દોડયો તેજ વખતે બારી વાટેથી એક પ્રચંડ મૂર્તિ એ ઓરડામાં કૂદી પડી. પેલી પડેલી કાપલી જમીન ઉપરથી ઉઠાવી ચાલતી થઇ. કનકને હવે એ કાપલીનુ ભાન ન રહ્યું તેના મુખમાંથી એટલાજ શબ્દો નીકળી ગયા "કે કોણ ? ત્યારે દેવી તેજ............?"

* * * * * *

કોકિલાને જેવી વીલની ખબર પડી, તેવો તો ત્યાં કનકકાન્ત આવી પ્હોંચ્યો. રાત્રિ પડી. કનક સુઇ ગયો, પરંતુ કોકિલાને કળ વળી નહિ, તેમજ ઉંઘ આવી નહિ, તે પોતાના ઉંઘતા પતિ તરફ જોઇ સ્વગત બોલવા લાગી.

"અફસોસ ! આજે એક મ્હારી વિરૂદ્ધમાં વીલ કરીને પોતાની ગરદન હાથે કરીને તમે ગુમાવી છે." વળી થોડી વાર રહી તે ફરી બોલી. "એક અબળાનો કાતીલ-કીનો હવે કાળોકેર વર્તાવશે નહિ, નહિ, તમને બચાવીને રસ્તાની રખડતી ભિખારણ તો નહિજ થવાય."

ત્યાંજ ફરી પેલો "મૃત્યુ–ઘંટ" સંભળાયો. કનક સફાળો પથારીમાંથી બેઠો થઇ ગયો. સેવકો પણ પૂર્વવત્ દોડી આવ્યા. સઘળાના કાલાવાલાને તેમજ દેવીની ચેતવણીને પણ ન ગણકારતાં ઉન્માદાવસ્થામાં કનકકાન્ત તપાસ કરવા અવાજની દિશાએ રાત્રીના અંધારામાં દોડયો, ગયો તે ગયો. પ્રભાત થયું. પણ કનકકાન્ત પાછો ન ફર્યો તે નજ ફર્યો. ત્યાં તો મ્હેલમાં થોડીવારમાં કકળાણ થઇ રહ્યું. કોકિલાને એક અનુચરે આવી આવી ખબર આપી કેઃ—

"ઉમરાવ કનકકાન્તનું કોઇ બદમાશે કાલ રાત્રે ખુન કર્યું છે. ખૂનીનો પત્તો નથી, કેવળ લાસ મળી આવી છે."

તેની સાથેજ કોકિલા બેહોશ થઇ પૃથ્વી ઉપર ઢળી પડી. "ઓ મ્હારા નાથ !"

## પ્રકરણ:–૫ મું.

### "કોનો હાથ ?"

પાપીના પોબાર ને ધર્મિ ધખ્ખા ખાય,
દિવાળી લુચ્ચા તણી ! શો કળિયુગનો ન્યાય !



લકત્તાનો સુપ્રસિદ્ધ ડિટેકટીવ દેવેન્દ્ર આજે રહવારમાંજ ન્યુસપેપરમાં માથું ઘાલીને બેઠેલો હતો. મ્હોઢામાંની ચીરૂટનું ભુંગળું ભગ ભગ ધુંમાડા કાઢી રહ્યું હતું. ત્યાં તો છાપાના એક લખાણ ઉપર નજર પડતાંજ તેના મ્હોમાથી ચીરૂટ અચેતન એમને એમ ઠરી ગઇ તેણે ચશ્મા લગાવેલું માથું જરા વધારે નીચું ખોસ્યું, અને ઉતાવળથી તે લેખ વાંચવા માંડયો.

"અઇ કાલે રાત્રે થએલો પેલો વિચિત્ર અવાજ મૃત્યુઘંટ."

"ઉમરાવ કનકકાન્તનું ભેદભર્યું ખૂન."

"આજ દશ દશ વરસ થયાં ભૂલાયલો પેલો મૃત્યુઘંટ કાલે દિવસે બે વાર સંભળાયો હતો. ઉમરાવ કનકકાન્ત પોતાની પાછળ નવું વીલ કરી રાત્રીએ નિદ્રા લેતા હતા. કે'વાય છે કે કોઈ સ્ત્રી વ્યક્તિએ તેમને તે રાત્રિના બ્હાર ન નિકળવાની ચેતવણી આપ્યા છતાં, તેઓ અવાજની શોધાર્થે બ્હાર ગયા હતા. જ્યાં તેમનું કોઇ ભેદભરી રીતે ખૂન થયું છે. મરનાર ઉમરાવના અંગ ઉપર લોહીના ડાઘો પડેલા છે. તેમના પેટમાં અર્ધું ખંજર ઉંડું ઘોંચવામાં આવેલું છે. મ્હેલથી થોડેક દૂર તેમની લાસ મળી આવી છે."

ઉપરની હકીકત વાંચતાંજ દેવેન્દ્રે કપાળે કર ઠોકયો. "ખેર ! અંતે થવાનું થઇ ચૂકયું. હવે મ્હારે એ લાસની પૂરતી તપાસ કરવીજ જોઇએ." એમ બોલતાંજ તેણે છાપાને ટેબલ ઉપર પટકયું. બ્હાર જવાના કપડા પ્હેરી તૈયાર થતાંજ એક નોકરે આવી ખબર આપી કે "બ્હાર કોઇ આવેલું છે. અને તે જણાવે છે કે કોઇ ખાસ અગત્યના કારણસર આપને હમણાંને હમણાં મળવા માગે છે."

"જા. તેમને જણાવ કે અત્યારે તેઓ કોઇને પણ મળી શકે એમ નથી. કલાક રહીને આવે."

"પરન્તુ ડિટેકટીવ સાહેબ જરા થોભો." કહેતાંજ તે વ્યકિત કે જેને આપણે કનકકાન્તનું વીલ કરનાર વકીલ સુરેન્દ્રનાથને નામે ઓળખીએ છીએ, તેણે ત્યાં પ્રવેશ કર્યો.

"આપ કોણ છો ? અને અહીં શા માટે આવ્યા છો ? જે કંઇ કે'વાનું હોય તે જલ્દી અને ટુંકમાં કહી નાખો, મ્હને અત્યારે મુદ્દલ નવરાશ નથી." દેવેન્દ્રે કહ્યું.

"દેવેન્દ્ર બાબુ ! જે કનકકાન્તના ખૂનીની શોધ કરવા તમે જાવ છો, તેનીજ થોડી ખબર આપવા હું અત્રે આવ્યો છું."

આટલું કહી તે આવનાર વ્યકિત સુરેન્દ્ર, દેવેન્દ્રના મ્હોડા પર શો ભાવ થાય છે ! તે જોવા થોભી. પરન્તુ વાંચક ! એક અજાણ્યાને મ્હોડે પોતાના અંતરની વાત બ્હાર પડવા છતાંએ દેવેન્દ્રે કોઇ પણ જાતનું આશ્ચર્ય દેખાડયું નહિ. શું દેવેન્દ્ર સુરેન્દ્રને ઓળખતો હશે ! કોને ખબર ! પરન્તુ એટલું તો માનીજ લેવું પડશે કે સુરેન્દ્ર દેવેન્દ્રને સારી રીતે ઓળખતો હોવો જોઇએ, નહિ તો દેવેન્દ્ર કયાં જવા તૈયાર થયો છે ! તે સુરેન્દ્ર શું જાણે ? સુરેન્દ્રને દેવેન્દ્ર સાથે કશો સંબંધ ન હતો, તો પછી સુરેન્દ્રે દેવેન્દ્રનુ ઘર કયાંથી શોધી કાઢયું ? આ સર્વ ખુલાસો એની મેળેજ આગળ વધતાં માલમ પડશે.

"ત્યારે તમારૂં નામ ?"

"મ્હારૂં નામ બાબુ સુરેન્દ્રનાથ ! હું મહારાજ કનકકાન્તનો વકીલ."

"ત્યારે વીલ તમારી પાસેજ હશે નહિ વારૂ ?"

"જી, હા. અને હું તેનેજ માટે આપને મળવા આવ્યો છું. આપની સલાહની હવે મ્હને જરૂર છે. કનકકાન્તના એકાએક થયેલ ખૂનની વાત તો તમે સાંભળી હશે ! કેમ વારૂ ?"

"હા મ્હેં તે હમણાંજ છાપામાં વાંચી."

"તો હવે આ વીલના લખાણ મુજબ ગાદી ઉપરનો સર્વ હક્ક કેશવકાન્તનો છે. પરન્તુ કનકકાન્તના મૃત્યુ બાદ એક વરસ સુધીમાં જો કેશવકાન્તનો કંઇપણ પત્તો ન લાગે તો બીજી કલમ મુજબ સર્વ માલ મિલ્કતની સોંપણ મહારાણી શ્રીમતી, કોકિલાગૌરીને કરવી."

"અને એટલા માટે ખૂનીને શોધી કાઢવાનો કેસ તમે મ્હારા હાથમાં મૂકવા માંગો છો. એમજને ?"

"આપનુ અનુમાન બરાબર છે."

"પરંતુ મી૦ સુરેન્દ્રનાથ ! તમને ક્યાં ખબર છે, કે એક કેસ તો તમારી પ્હેલાંનોજ મારા હાથમાં મૂકાયલો છે. મરનાર કનકકાન્ત જાતેજ કલકત્તા આવ્યા હતા, અને કેશવકાન્તના જીવવાની આશા પણ મ્હેંજ એમને આપી, વીલ ફેરવવા કહ્યું હતું. એ કાર્યનો ભાર એમણે પોતાની મેળે પ્હેલેથીજ મ્હારે શીરે મૂક્યો છે. જુઓ......" કહી હેવેન્ડે કનકકાન્તની સહીવાળો કાગળ કોટના ગજવામાંથી કાઢી વકીલ સાહેબને બતાવ્યો.

"એમ છે ? તો તો સોના કરતા પીળું. પરન્તુ તમારૂં શું એમ માનવું છે ? કે કેશવકાન્ત હજુ જીવતો હશે !"

"એ કેમ કે'વાય ? પૂરતી તપાસ કીધા વિના કાંઇ પણ સંતોષકારક જવાબ ન દેવાય."

"પરન્તુ તમે એટલુંયે નથી જોઇ શકતા, કે જો એ જીવતો હોય તો પછી કનકકાન્તના મૃત્યુની ખબર પડતાંજ ગાદીનો હક્ક સાબીત કરવા બ્હાર કેમ ન પડે !"

"કદાચ એને આ વાતની ખબરે નહિ પડી હોય, તો !"

"ધારોકે એમ માનીએ, તો પણ અત્યાર સુધી ખુલ્લા ન થવામાં એને શું ફાયદો હશે !"

"એમાંજ કાંઇક ઉંડો ભેદ છે. મ્હારા ધારવા પ્રમાણે તો જેમને હાથે કેશવ ગૂમ થયો, તેમનેજ હાથે કનકકાન્ત માર્યા ગયા હોવા જોઇયે. કેશવકાન્ત હાલમાં બ્હાર નહિ પડે એજ એને માટે સલામતી ભર્યું છે."

"તો મ્હારે શું કરવું !"

હાલમાં વીલ બરાબર સાચવી રાખો. એક વર્ષ બાદ તે રદ કરી કોકિલાગૌરીને તમે મહારાણીપદે સ્થાપી રાજ્ય લગામ સોંપી શકો છો. તો નહિજ."

"ત્યારે તમને લાગે છે, કે તમે એક વરસમાં કેશવને શોધી કાઢશો !"

"જીવતો હોય તો જરૂર."

* * * * *

આટલી વાત પછી તેઓ છુટા પડ્યા. દેવેન્દ્ર તાબડતોબ કોકિલાગૌરીને જઇ મળ્યો. કનકકાન્તનો પત્ર તેમને બતાવ્યો. અને કેશવકાન્તને શોધી કાઢવા સાથે કનકકાન્તના ખૂનની શોધ કરવાનો કેસ હાથ ધરવા જણાવ્યું. કોકિલાની સંમતિ મળતાંજ તેણે મૃત કનકકાન્તની લાસનું બારીક નિરીક્ષણ કર્યું. કોકિલાગૌરીને દેવેન્દ્રે પૂછ્યું.

"તમારા પતિને કેટલા મિત્ર હતા ?"

"કેવળ એકજ..."

"તેમનું નામ !"

"મનમોહનરાય." (તદ્દન જુઠું.)

"અને શત્રુ?"

"કોઇજ નહી. પરન્તુ હમણાં હમણાં થોડા દિવસથી મનમોહન-રાયને અને એમને કંઇક બોલાચાલી થઇ હતી."

"એનું શું કારણ?"

"સાંભળો." અને તે પછી મધુરી અને મેના ઉપર બાડાને માટે તકાદો, મનમોહનને પોતાના ઘરમાં લઇ જઇ તેમને રાખવા, અને મન-મોહને "જોઇ લઇશ." શબ્દનો ઉચ્ચાર કરવો, વગેરે અથથી ઇતિ પર્યંત ઇતિહાસ તેણે કહી સંભળાવ્યો. વાંચક! તને શંકા થશે કે આ વાતની કોકિલાને કયાંથી ખબર? જવાબમાં એટલુંજ કે'વાનું કે બનેલો તમામ બનાવ જે દમનકાન્તને મ્હોડે કનકે સાંભળ્યો હતો, તે તેણે કોકિલાને કહ્યો હતો, અને તેથીજ કોકિલા પણ એ બધી વાત જાણતી હતી.

"વારૂં! ત્યારે તમને એ સિવાય બીજા કોઇની ઉપર શક જાય છે?" કોકિલાની તમામ બિના નોંધી લેતાં દેવેન્દ્રે આગળ પ્રશ્ન કર્યો.

"નહિ."

"વારૂં! આ ઘરમાં વધુ અવરજવર કોની છે?"

"હું, અને કોઇ કોઇ વાર મ્હારો ભાઈ કુંજવિહારી, તથા સરદાર દમનકાન્ત."

"એ સિવાય?"

"ખાસ કોઇ નહિ."

"મનમોહન અહીં કોઇ વાર આવેલો?"

"ના."

"ત્યારે તમે કનકકાન્તનો મિત્ર છે, અને પછી શત્રુતા થઇ, એ બધી એને મારેની વાત ક્યાંથી જાણો ?"

"મ્હારા પતિએજ મ્હને એ કહી હતી."

"હશે ! નવું વીલ કરનાર વકીલ મી૦ સુરેન્દ્રનાથને તમે ઓળખો છો ?"

"નહિ, મ્હેં એમને જોયાજ નથી. કેવળ એમનું નામ માત્રજ સાંભળ્યું છે."

"કનકકાન્ત સાથે એમને આ અગાઉનો પરિચય ખરો ?"

"નહિ...પરન્તુ હમકાન્તના એ ખાસ વકીલ છે. અને એમની ભલામણ એ વારંવાર મ્હારા પતિને કરતા હતા."

"વારૂં ! ત્યારે તમારા પતિના ખૂન પછી વકીલ તમને વીલ બાબત મળ્યા હતા ?"

"હા. મ્હારી સંમતિ લીધા પછીજ તેઓ આપને ત્યાં જવાનું કહી ગયા હતા. આપને તો એ મળ્યા હશે ?"

"હા."

"અને લ્યો, એ પોતેજ આ આવ્યા."

"સુરેન્દ્રે અને દેવેન્દ્રે પરસ્પર હાથ મિલાવ્યા. પછી તેઓ બંને ફરી એક વાર લાસને જોવા લાગ્યા. ત્યાં સુરેન્દ્રે દેવેન્દ્રને કંઇક શક પડતી બે ચીજ લાસનું શરીર ખસેડી કાંડી બતાવી દેવેન્દ્રે તે ઉપાડી.—તે શું હતી ? એક સોનાનું બોરીઉં, અને એક રેશમી રૂમાલ. રૂમાલને ચારે ખુણે રેશમના દોરાથી ભરેલો એકજ અક્ષર હતો. અને તે "સ." પેલા સોનાના બોરીયા ઉપર કોતરેલો અક્ષર હતો "મ." દેવેન્દ્રે સુરેન્દ્ર સામું જોયું. દેવેન્દ્રે પૂછ્યું.

"સુરેન્દ્રનાથ ! તમને આ અક્ષર ઉપરથી આ કેસની સાથે સંબંધ રાખનાર માણસોના નામની કંઇક ખબર છે ?"

"જી...કેવળ એક."

"અને તે ?"

"આ "મ." અક્ષરવાળુ બોરીઉં કયાં તો મનમોહનરાયનું હોવું જોઇએ ? ક્યાં તો તેના મિત્ર મહેન્દ્રનું."

"એને વળી મિત્ર પણ છે કે ?"

"હા, જી. અને મનમોહન કાલે રાત્રે ખૂન થયા પછી અહીંજ નથી. એના ઘરમાંથી મ્હને એમ ચોકકસ ખબર મળી છે, કે તે મહેન્દ્રને મળવાને બ્હાને મધુપુરી ઉપડી ગયો છે."

"એમ ? એના ઘરમાં કોણ છે ?"

"એને પતિ ગણી ર્‌હાનાર બાળા મેના, મેનાની માતા મધુરી, અને તેની પોતાની મા એમ ત્રણ."

"આ બધી વાતની તમને કયાંથી ખબર ?"

"હું યે આ કેસમાં રસ લઉં છું. અને બની આવે એટલી બાતમી મેળવવા મ્હેનત કરૂં છું."

"ઠીક. હવે તમારે જવું હોય તો જાવ. પરન્તુ મ્હને વખત મળે વારંવાર મળતા રે'જો, આપણે એકમેકની શોધ એકઠી કરી વિચાર કરશું."

"જેવી આપની ઇચ્છા."

સુરેન્દ્ર છૂટો પડયો. હવે દેવેન્દ્રે કોકિલા તરફ ફરી કહ્યું.

"તમને 'મ' ઉપરથી મધુરી, મહેન્દ્ર અને મનમોહન સિવાય કોઇ બીજા નામની માહિતી છે ?"

"નહિ."

"અને રૂમાલના 'સ'થી શરૂ થતા નામની ?"

"નહિ."

"વારૂં. તો હવે સાંભળો. આ 'મ' નામ બોરીયા ઉપર હોવાથી તે પુરૂષ જાતિ ઉપરજ શંકા લાવે છે. એટલે મધુરી આ વાતથી અલગ રહે છે. હવે રહ્યા બે જણાં. મનમોહન અને મહેન્દ્ર. એમની શોધ કરવા હું જાઉં છું. બોરીયાનો મળતો આવતો અક્ષર અને રાતોરાત પલાયન જોતાં એવો શક મનમાં સજ્જડ થાય છે, કે મનમોહનનો કદાચ આ કામમાં હાથ હોય ! વળી તમારા કહેવા મુજબ એ થોડા દિવસથી કનકકાન્તના વર્તનને માટે દમન સાથે "ઉમરાવને અને તેહને જોઇ લઇશ." એમ બોલી ગયો હતો. કેવળ રહી આ રૂમાલની વાત. અને તે "સ" એટલે કોણ ? આ વાતોના ભેદ જાણ્યા પછીજ નિશ્ચયતાથી કહી શકાય કે આ ખૂનમાં કોનો હાથ ?



## પ્રકરણ:—૬ ઠું.

### " મનમોહન ખૂની. "



ત્રિ સમ સમ વ્યતિત થતી હતી. અજવાળાનું તો પૂછવું જ નહી. મનમોહનના ઘરમાં અત્યારે મનમોહન દેખાતો નથી, પરન્તુ અંદરથી વારંતાર સ્ત્રીઓની વાતચીતના બોલ સંભળાયા કરે છે, ત્યાં એકાએક પવન આવવાને માટે ખુલ્લી રાખેલી બારીમાંથી મનમોહનના ઘરમાં એક સફેદ કાગળ ફેંકાયો. આરામચેર ઉપર આડી પડી લેમ્પના અજવાળામાં ચોપડી વાંચી રહેલી ઘરની એક અબળાના ખોળામાં તે આવી પડયો. તેણીએ તે જિજ્ઞાસા પૂર્વક ઉપાડયો. હવે સઘળાની નજર તે કાગળ ઉપર પડી. કાગળ વંચાયો. વાંચતાંજ એકબીજાના મ્હોડાના ભાવો ફરી ગયા. "મનમોહન ખુની ? હા—હા—હા—હા."

પરન્તુ બીજીજ પળે તેના હાથમાંથી કાગળ હેઠો પડયો. એક પુરૂષ વ્યતિએ અમસ્તુ અડકાવેલું ઘરનું બારણું ખોલી અંદર પ્રવેશ કર્યો. ઘરની રમણીઓ વસ્ત્રો ઠીકઠાક કરી સાવધ થઈ ગઇ. કેવળ પેલો પત્રજ જમીન ઉપરથી ઉંચકી લેવાનું ભાન કોઇને ન રહ્યું. ચોપડી વાંચનાર રમણીએ અજાણ્યા પુરૂષ ઘરમાં દાખલ થતો જોતાંજ ઘુંઘટથી પોતાનું મુખ છુપાવી દીધું. પરન્તુ બીજીઓએ તેમ કર્યું નહિ. એક સોળ વરસની બાળાએ સવાલ કર્યો.

"કોણ ?"

"કોઇ નહિ."

"પરન્તુ આપનું નામ શું ?"

"ડિટેકટીવ દેવેન્દ્ર."

આ નામ સાંભળતાંજ ઘરની તમામ રમણીઓના દીલમાંથી એક જબરજસ્ત ભયની કંપારી છૂટી ગઇ.

"તમારે ગભરાવાની કંઇજ જરૂર નથી. કનકકાન્તના ખુનની તપાસનો કેસ મારા હાથમાં મુકાયલો હોઇ તેની શોધ કરવા મ્હારે અત્યારેને અત્યારે અહીં આવવું પડયું છે. હં ! વારૂં ! મી૦ મનમોહનલાલ ઘરમાં છે કે કેમ ?" દેવેન્દ્રે પ્રશ્ન કર્યો.

"નહિ જી. એઓ ગઇ કાલે રાત્રેજ એમના મિત્ર મહેન્દ્રકુમારને મળવા મધુપુરી ગયા છે." એક પ્રૌઢાએ જવાબ વાળ્યો.

"વારૂં ! ત્યારે મારે થોડુંક પુછવું છે, તે હું પુછું ?"

"ખુશીથી ! જાણતા હોઇશું એટલું અવશ્ય જણાવીશું."

"પ્રથમ તો તમારા બધાની મ્હને ઓળખાણ આપશો ?"

"હા. હું મનમોહનની આશ્રિત માતા મધુરી. આ સોળ વર્ષની બાળા તે મ્હારી પુત્રી મેના, અને આ સામે મ્હારાથી જરા વધુ ઉમરના જણાતા નિદ્રા લઇ રહ્યાં છે તે મનમોહનના વૃધ્ધ માતુશ્રી છે." પ્રૌઢ મધુરીએ દેવેન્દ્રને ઓળખાણ આપી.

"અને પેલાં બ્હેન કોણ ?' દેવેન્દ્રે ઘુંઘટવાળી રમણી પ્રતિ અંગુલી દર્શાવી પૂછ્યું.

"એમનું નામ સરોજની. એ મહેન્દ્રકુમારના નવ-વધૂ, મનમોહન અને મહેન્દ્ર મધુપુર ગયા છે. 'થોડા દિવસમાં જાતે આવીને લઇ જઇશ', કહી મહેન્દ્ર એમને-પોતાની પત્નીને, અહીં અમારી પાસે મુકતા ગયા છે. સાસરવાસમાં પ્રથમ પગલું હોવાથી એ જરા શરમાય છે."

"ત્યારે જુઓ. હવે મ્હારે કાયદાની રૂએ તમને કે'વું પડે છે, કે મરનાર ઉમરાવની લાસ આગળથી બે વસ્તુઓ મળી આવી છે. જેમાંના એક ઉપર મનમોહનરાવના નામનો પ્રથમ અક્ષર છે. વળી જે રાત્રિએ ખૂન થયું તેજ રાત્રિએ એમનું કર્ણાવતી છોડી જવું, અને થોડા દિવસ અગાઉ તમારે માટે કમનકાન્ત સાથે થયેલી તકરાર, વગેરે પુરાવા જોતાં મનમોહન કાયદાની બારીમાંથી કોઇ પણ ઉપાયે બચી શકતો નથી. એને પકડવાજ હું આવ્યો છું. પરન્તુ અફસોસ! હવે મ્હારે મધુપૂર જવું પડશે."

"મનમોહન ખુની? મેના સફાળી બોલી ઉઠી.

"હા. અને સરોજની બ્હેન! દીલગીરી સાથે મ્હારે બીજી એક વાત પણ જણાવવી પડે છે કે લાસ પાસે પડેલો જે રેશમી રૂમાલ મળી આવ્યો છે, તેના ઉપર આપના નામનો પ્રથમ અક્ષર 'સ' છે. હું નથી માનતો કે આપ આવી ખુની વાતમાં સામેલ હો! કારણ તમે હમણાંજ પરણી આવેલાં લાગો છો. તેમ છતાં ઘણીજ દીલગીરી સાથે હાલમાં તો મ્હારે લાચારીથી એમ માન્યેજ છૂટકો! "સ" ઉપર આ કેસમાં સંડોવાએલુ બાજું કોઇજ નથી."

"ક્યાં છે તે રૂમાલ! જોઉં વારૂં?" યુવાન મેનાનો પિતો હવે ઉછળ્યો.

"આ રહ્યો જુઓ. એમને બતાવો. એઓ એ ઓળખી શકે છે કે નહિ ?

મેનાએ દેવેન્દ્રના હાથમાંથી રૂમાલ લઇ સરોજનીને આપ્યો. દીવાની પાસે લઇ જઇ તે બરાબર ધારી ધારીને તપાસતાં તથા તેના ખુણા ઉપર ભરેલા અક્ષર જોતાંજ સરોજની બોલી પડી. "આ તમને ક્યાંથી મળ્યો ?"

"મરનારની લાસ પાસેથી. કેમ એ તમારોજ છે કે ?"

"નહિ જી. જરા પાસે આવો. કહું."

દેવેન્દ્ર પાસે ગયો. સરોજનીએ ધીરેથી તેના કાનમાં કહ્યું. "સરસ્વતી."

"શું ?" દેવેન્દ્ર ચકિત થઇને સરોજનીના મોઢા ગમીજ જોઇ રહ્યો.

"કેમ ? આપ તો એને સારી રીતે ઓળખો છો."

"પેલા શરદની બ્હેન......"

"ધીરે ! દેવેન્દ્રબાબુ ! ભીંતને પણ કાન હોય છે. ખુલાસાવાર વાત કરવી હોય તો પાસેના ખંડમાં આવો."

દેવેન્દ્ર અને સરોજની બેઉ પાસેના ખંડમાં ગયા, અને વાતે વળગ્યાં.

"પેલી ! મધુપુરીની નાટક કંપનીની નાયિકા અને પ્રખ્યાત વારાંગના તેજ એને ?" અધિરા દેવેન્દ્રે અધુરેથીજ વાત ઉપાડી.

"હા, હા. ગર્ભશ્રીમંતના ખૂની પેલા શરદ્ચંદ્રની બ્હેન એજ."

"તમે એ બધું ક્યાંથી જાણ્યું ?"

"મ્હારૂં મહીયર મધુપુરી છે."

સચિત્ર. સચિત્ર.

# લાલનો એક્કો.

પ્રકાશકઃ—શ્રી પ્રાણજીવન પુસ્તકાલય. ટાવર રોડ-સુરત.



માલીકઃ—શા. પ્રાણલાલ જીવણદાસ બુકસેલર અને પબ્લીશર.

શંકર પ્રેસ-સુરત. કીંમત આઠ આના.

"આ રૂમાલ એનોજ છે એની શી ખાત્રી ?"

"હું જ્યારે દશ વરસની બાલિકા હતી, ત્યારે એ સરસ્વતી મ્હારી જોડને ઘેરજ રહેતી હતી. હું વારંવાર એને ત્યાં રમવા જતી હતી. એક દીવસ અચાનક હું એને ત્યાં ગઇ, જ્યારે તે આજ રૂમાલના છેડાઓ પર "સ" રેશમને દોરે ગુંથી રહી હતી."

"એ વાતને કેટલો વખત થયો ?"

"આજે લગભગ દસ વરસ થયા. ત્રણ છેડા ગુંથાયલા હતા, અને ચોથો અધુરો હતો. એણે મ્હને તે..."જોને સરોજ ! કેવોક ગુંથાયો છે ?" કહી જોવા આપેલો, અને એ બહુ વરસની વાત છતાં મ્હને હજુયે એવીને એવી યાદ છે."

"એને વિષે તમે વધારે કંઇ જાણો છો ?"

"ના, તે પછી તરતજ એના ભાઇએ ખૂન કર્યું, તમે એને શોધવા પાછળ પડયાં, અને એ બન્ને ભાઇબ્હેન ન્હાસી ગયા. ત્યાર બાદ પાંચ વર્ષ રહીને એટલે પંદરમે વરસે મ્હારાં લગ્ન લેવામાં આવાયાં, અને આજે વીસમે વરસે મ્હેં પ્રથમજ સાસરવાસ માંડયો. હું ધારૂં છું કે એ વાતને જો કે દસ વરસ વીતી ગયા, છતાં હું ભૂલી નથી."

"વાત તો બરાબર મળતી આવે છે." દેવેન્દ્ર સ્વગત બબડયો.

"તમારા પતિને અહીં આવ્યાને કેટલો વખત થયો ?"

"મ્હને સાથે તેડી અહીં ચાર દિવસથી એઓ આવ્યા છે: પરન્તુ કંઇ અગત્યના કામસર એઓ મનમોહન ભાઇ સાથે પાછા ગયા છે."

દેવેન્દ્ર આટલી ખબર મેળવી બ્હાર આવ્યો. તેના મનમાં એમ ઘોળાયા કરતું હતું, કે:—"ત્યારે એ રૂમાલ કોનો ? સરોજનીનો કે સરસ્વતીનો ?" ત્યાંજ એને પગે પેલો ભેદી કાગળ અથડાયો. દીવાના

પૂર પ્રકાશમાં ચપળ દેવેન્દ્રની આંખોએ એની ઉપર લખાયલા ત્રણ મોટા અક્ષરો "ખાનગી" વાંચી લીધા. તરતજ તેણે ઉપાડયો. વાંચવાને દીવા આગળ ધર્યો. સરોજની કે જે આ બધું જોતી હતી, તેણે ઘુંઘટામાંથી મેનાને સંજ્ઞા કરી. મેના સમજી. તેણે પેલો કાગળ દેવેન્દ્રના હાથમાંથી ઝપટ મારી ખુંચવી લીધો.

"વાહ્ ! કોઇના ઘરના ખાનગી પત્રો વાંચવાનો તમને શો હક્ક છે ?"

પરન્તુ દેવેન્દ્ર કંઇ આવી ધમકીથી ડરી જાય એવો માણસ ન્હોતો. વળી મેનાની ખુંચવણીથી એનો શક મજબુત થયો, કે કે' ના કે' એમાં કંઇક ભેદ છે."

તેણે મેનાની તરફ ફરી કહ્યું. "જો સીધી રીતે માનભેર પત્ર હવાલે નહિ કરો, તો પછી સખ્તાઇની જરૂર પડશે. ખુનીના તમામ ઘરની જડતી લેવાનો અધિકાર અમને સદાનોજ હોય છે."

"તો લ્યો ! વાંચો જોઉં, કેમ વાંચો છો વારૂ ? નથી આપતી બોલો !" મેનાએ હિંમતથી જવાબ આપ્યો.

"એમ કે ?"

"હા. હા. નહિ આપું નહિ આપું, તે નહિજ આપું."

"એમ છે ? તો જોઉં છું કે કેમ નથી આપતી ?" કે'તાંજ દેવેન્દ્ર મેનાના હાથમાંથી કાગળ ખુંચવવા ગયો. એટલે ચતુર મેનાએ કાગળ સરોજની પ્રતિ ફેંકી દીધો. સરોજનીએ તેને ચીરી ચાર કટકા કરી બારી વાટે બ્હાર નાંખી દીધો. દેવેન્દ્ર હવે બ્હાર દોડયો. ચોરફાનસના પ્રકાશમાં તેણે તે ચારે કટકા શોધી તેને પાસે પાસે ગોઠવી વાંચી લીધું. તેમાં શું હતું ?

"વ્હાલી મેના !

તમારૂં કરેલું અપમાન હૃદયમાં સાલ્યા કરવાથી આજે મધુપુરી જતાં મ્હેં રસ્તાંમાંજ વેર વાળ્યું છે. કેશવ હવે આ દુનિયામાં થોડાજ દિનનો મ્હેમાન છે. પછી એની જગ્યા લઇ ગાદી વારસનો પ્રપંચ રમવો સરળ થઇ પડશે. કનકકાન્ત ઠાર થયો છે. લી૦ સદાનો ત્હારોજ મનમોહન."

આ પત્ર વાંચી તરત ફાડી ફેંકી દેજે.

પત્ર વાંચીને કટકા ગજવામાં મૂકતો દેવેન્દ્ર, સીગારેટ સળગાવી ધુમાડા કાઢવાના કામ ઉપર લાગ્યો. "નક્કી "સ" ઉપરનું નામ સરસ્વતી નહિ પરન્તુ સરોજનીજ હોવું જોઇએ. કારણ મનમોહનની સાથે એને સંબંધ લાગે છે. નહિ તો સરસ્વતીને એ ક્યાંથી ઓળખે ? દસ વરસની છોકરીને દસ વરસની વાત યાદ રહે ખરી ? જો મ્હારૂં ધારવું હવે સાચું પડે તો સરોજની એજ સરસ્વતી, અને મહેન્દ્ર એજ એનો ભાઇ શરદ્‌ચંદ્ર હોવો જોઇએ. અને મનમોહન એનો મળતીયો હોવો જોઇએ."

આવી આવી ભિન્નભિન્ન અટકળો બાંધતો તે ઝપાટાબંધ સ્હામે નદી કીનારે દોડયો. કારણ ? તેને કોઇક ત્યાં ફરતું હોવાનો ભાસ થયો હતો.

વાંચક વીરા ! ત્હને શું લાગે છે ? દેવેન્દ્રનું ધારવું ખરૂં પડશે ? આટઆટલા પ્રમાણો મળ્યા પછી મનમોહન પર સૌ કોઇને શક આવે એ દેખીતું છે. ત્યારે શું મનમોહન ખૂની હશે ? શું સમજવું ?



# પ્રકરણઃ—૭ મું.

## " મ્હોતનો મ્હેમાન."

જશના ભૂખ્યાં જીવડાં ! જીત કોઇ દી ખોય,
કોઇ સવાયા કોઇથી આ દુનિયામાં હોય.
માથું મૂકીને લડે...તોજ પછી જીતાય,
બ્હી બ્હીને પગ મૂકતાં...ઉલ્ટાં ઠોકર ખાય.

*(૦)*



ડિટેકટીવ દેવેન્દ્ર જે કાળી આકૃતિની પાછળ દોડયો હતો, તે કાળી આકૃતિ ઝપાટાબંધ પગલા ભરતી એક મકાન પાસે આવી, ત્યાં થોભી, તેને ખબર ન હતી કે પાછળ દેવેન્દ્ર પડેલો છે. જો કે અજવાળીયાની રાત હોઇ ચંદ્રની સંપૂર્ણ ચાંદની હતી, છતાં દેવેન્દ્ર એ અજાણી મૂર્તિને ઓળખી શકયો નહિ. તેનું મ્હોં તે આકૃતિની પીઠ પાછળ હોવાથી તે પારખી પણ શું શકે ? ધીરેથી તેણે ગજવામાંથી ન્હાનો છૂપો કેમેરા કાઢયો. ગોઠવી તેને તૈયાર રાખી તે જોતજોતામાં તે પુરૂષ વ્યકિત સામે જઈ ઉભો, અને તરતજ ચાંપ દબાવી છબી ખેંચી લીધી. હજુ તો પેલી વ્યકિત દેવેન્દ્રને બાઝી કેમેરો ખુંચવી લે તે પ્હેલાં તો દેવેન્દ્રે તે ગજવામાં મુકી દીધો. છબી લેવાને માટે તે પુરૂષ વ્યકિતએ દેવેન્દ્રની સાથે જબરી બાથમબાથ ચલાવી. દેવેન્દ્ર જો કર્ણાવતીનો ભોમીઓ હોત અને કનકકાન્તના સંબંધી માણસો

ઓળખતો હોત, તો આ માણસનું મ્હોં જોઈ સ્હેલાઈથી પારખી શકત ! કે તે કોણ છે ? પરન્તુ ખુલ્લુ મ્હોં જણાયા છતાં પણ તે તેને ન ઓળખી શક્યો. દેવેન્દ્ર સાથે બાથ ભીડનાર માણસ પણ કંઇ જેવો તેવો ને હતો. એવામાં તે વ્યકિતનો દાવ ફાવતાંજ તેણે દેવેન્દ્રને જમીન ઉપર પટક્યો. દેવેન્દ્ર હજુ ઉભો થઇ ગજવામાંથી પિસ્તોલ કાઢે તે અગાઉ તો તે અદ્રશ્ય થઇ ગયો. દેવેન્દ્રે ધૂળવાળાં કપડાં ખંખેર્યાં. તે નદીના પૂલ ઉપર ગયો. પૂલના એક ભાગ ઉપર જમણો હાથ ટેકવી વિચારમાં અને વિચારમાં તે થોડી વાર ત્યાં ઉભો. ન્હેરો કોઇ વાર જાણે જોયેલો ન હોય ! તેમ જણાય છે. પરન્તુ બરાબર યાદ નથી કે ક્યાં ? અને ક્યારે ? હશે ! પરંતુ એ અત્યારે એ મકાન પાસે શા માટે ઉભો હશે ? લાવ એ મકાન કોનું છે, અને અંદર શું થાય છે ? તેની તપાસ કરૂં."

આમ વિચાર આવતાંજ તેણે જવાને પાછા પગ ઉપાડ્યા. થોડેક જઈ વળી તે અટક્યો. આગળ પગલાં ન ભર્યાં. પેલો ફોટો જોવાનું મન થઇ આવ્યું. હજુ તો ગજવામાં દેવેન્દ્ર હાથ નાખે છે. ત્યાં તો કોઇએ પાછળથી આવી દેવેન્દ્રના પગ ઉંચકી લઇ ધક્કો માર્યો. ઓચિંતા ધક્કાથી પૂલની એક બાજુ ઉપર ઉભેલો દેવેન્દ્ર કર્ણાવતીના અગાધ ઉંડા જળમાં ઉંચેથી પડ્યો. જળમાં એક જબરજસ્ત ધબાકો થયો, અને કોઇનો ખડખડાટ હાસ્યધ્વનિ કાને આવ્યો. બસ. તે પછી સઘળું શાન્ત થઇ ગયું.

વાંચક વીરા ! ત્હારી જીજ્ઞાસાને વધુ ન લંબાવતા જણાવી દઉં છું, કે જે વ્યકિતનો ફોટો દેવેન્દ્રે ખેંચી લીધો હતો, તેજ એ વ્યકિત હતી. થોડી વાર સુધી તે વ્યકિતએ નીચે પાણીમાં જોયા કર્યું તેણે

પાણી ઉપર કોઈ એક કાળી વસ્તુ તરતી દીઠી. નક્કી એ દેવેન્દ્રનીજ લાસ છે. ધારી કદાચ દેવેન્દ્ર જીવતો નીકળે ! એ આશાથી તેણે પણ પોતાનો ફોટો હસ્તગત કરવા પાણીમાં ભુસ્કો માર્યો. આ ઉપરથી વાંચક સમજી શકશે કે તે વ્યક્તિનો વિચાર દેવેન્દ્રને જાનથી મારવાનો નહિ હતો, પરંતુ ફક્ત પેલી છબીજ મેળવવાનો હતો, અને તેને માટે તે પણ પાછળ પડયો. દેવેન્દ્રને બહુ તરતા ન્હોતું આવડતું. પરંતુ આ પાછળથી પડનાર વ્યક્તિ પ્રચંડ હોઇ સારી રીતે તરી જાણતી હતી. બેઉ સરિતાના ઉંડા જળમાં પડયાં.

તે પછી એમનું શું થયું ? દેવેન્દ્ર કાળનો કોળીયો થયો કે નહિ ? મ્હોતના મુખમાંથી બચ્યો કે નહિ ! કે થયો હશે, એ સદાને માટે “ મૃત્યુનો મ્હેમાન ?”



# પ્રકરણ:—૮ મું.

## “ ભૂલભૂલામણી. ”




કર્ણાવતી નદીમાં દુશ્મનને હાથે પડેલા દેવેન્દ્રની દશા આપણે તપાસીએ. દેવેન્દ્ર જળમાં પડયો. પ્રથમ વાર પડતાની સાથેજ તેને નદીના પાણીએ ઉંચે ફેંકયો. દેવેન્દ્ર હજુ હોશમાં હતો. તેણે તરતજ પાણીમાં ડુબકી મારી, શરીર ઉપરનો કોટ કાઢી નાંખ્યો, અને તે અરસામાંજ પેલી કાળી આકૃતિ જળમાં પડી. તરવામાં

બાહોશ એવી તે વ્યક્તિએ જોતજોતામાં દેવેન્દ્રની ખાસ જણાતી એવી તે તરતી ચીજને પકડી લીધી. તો તેને માલમ પડ્યું કે તે દેવેન્દ્રનો કોટ હતો. કોટ હાથમાં આવતાંજ તે વ્યક્તિ સપાટાબંધ તરતી કિનારે આવી. કિનારે આવતાંજ તેણે કોટના ગજવામાં પેલો કેમેરો જોવાને હાથ નાખ્યો. પરંતુ અફસોસ ! તે તેને તેમાં જણાયો નહિ. મહેનત નકામી ગઇ જાણી તે વ્યક્તિએ ક્રોધમાંજ કોટ ત્યાં આગળ ફેંકી દીધો, અને ચાલી ગઇ.

થોડી વાર બાદ ત્યાં ડિટેકટીવ દેવેન્દ્ર આવી લાગ્યો. પાણીમાં ડુબકી મારી થોડે દૂર નિકળતાંજ દેવેન્દ્ર પૂરં તરતા ન આવડતાં સરિતાના અગાધ જળમાં ગુંચવાવા અને ગભરાવા લાગ્યો. દેવેન્દ્ર ડુબવાની તૈયારીમાં હતો, ત્યાં તો ઇશ્વરકૃપાથી એક કેળનું ઠુંઠું પાણીમાં તરતું જતું દેવેન્દ્રે જોયું. આ ઇશ્વરી મદદનો હાથ દેવેન્દ્રે હરખાતે હૈયે પકડયો. તે કિનારે આવ્યો. દૂરથી તેણે પેલી કાળી વ્યક્તિને કંઇક વસ્તુ તપાસતી જોઇ. એ પોતાનો કોટજ છે, ધારી દેવેન્દ્ર તે લેવાને આગળ વધ્યો, ત્યાં તો પેલી વ્યક્તિ કોટને જમીન ઉપર પટકી ચાલી ગઇ. દેવેન્દ્રે તરવાનું નહિ ફાવશે ધારી કોટ કાઢી નાખતાં પ્હેલાંજ પેલો કેમેરો કે જેને માટે તેને આટલું સહન કરવું પડયું હતું, તે કાઢી લીધો હતો. પરન્તુ પેલું બોરીયું રૂમાલ અને કાગળના કટકા અંદર રહી ગયાં હતાં. કોટમાં તે જેમના તેમ સહીસલામત જોતાંજ તેની આંખો આનંદથી પલકી. કેમેરો લઇ પોતાના ગજવામાં મુકયો. અને કોટ પ્હેરી જલદી પોતાને ઉતારે આવી લાગ્યો.

રાત્રિ વિશેષ વ્યતિત થએલી હોવાથી તે સર્વ મુદ્દાઓને સંભાળથી ઓશીકા નીચે મૂકી નિદ્રાદેવીના ખોળામાં પડયો. સ્હવારમાં

ચાહપાનાદિથી પરવારતાંજ તેણે બ્હાર જવાનાં કપડાં પ્હેર્યાં, અને પેલો ફોટો કેમેરામાંથી ખેંચી કાઢયો. કોકિલાગૌરીના મ્હેલ ભણી હવે, તેણે પગલાં ભર્યાં. રસ્તામાં તે ફોટાને ધારી ધારીને જોતો હતો. પરંતુ કોણ છે ? તે કળી શકતો ન હતો. દેવેન્દ્રે કોકિલાના દિવાન-ખાનામાં જ્યારે પગ મુકયો, તે વેળા કોકિલા પોતાના ભાઇ કુંજવિહારીની સાથે કંઇક ખાનગી વાત કરતી હતી.

"પધારો દેવેન્દ્રબાબુ ! આજ કંઇ અત્યારમાં આ તરફ ?" કોકિલાએ હાવકે મ્હોડે પૂછ્યું.

"એક અગત્યની બાતમી મેળવવા." કહી દેવેન્દ્રે બેઉ ભાઇબ્હેનને પેલો ફોટો બતાવ્યો.

"આ..." એક ધીમી ચિચિયારી કોકિલાના મુખમાંથી છબી જોતાંજ નીકળી ગઇ. કુંજ પણ ધોળી પૂણી જેવો સફેદ થઇ ગયો.

"આ ફોટામાંના માણસને તમે ઓળખો છો ?" દેવેન્દ્રે હવે અધિરાઇથી પૂછી નાખ્યું.

"એજ મનમોહનરાય." કુંજ તરતજ બોલી પડયો.

કોકિલાએ પણ હકારમાં ડોકું ધુણાવ્યું. હર્ષ ઘેલો દેવેન્દ્ર તે પછી તરતજ મનમોહનને ત્યાં જવા ઉપડયો. તે જ્યારે મનમોહનને ત્યાં આવ્યો, ત્યારે તેણે એના તથા મધુરીને રડતાં જોયાં. દેવેન્દ્રે તેમને આ બાબતનું કારણ પૂછતાં તેમણે એક લાસ પ્રતિ આંગળી બતાવી. દેવેન્દ્ર છેક પાસે ગયો. ઢાંકેલું કપડું ઉઘાડતાંજ એક છલાંગ મારી તે ચાર હાથ દૂર ખસી ગયો. તે કોનું શબ હતું ? કાલ રાત્રેજ મનમોહનને ઘેર જે તેની વૃદ્ધ માતાને દેવેન્દ્રે જોઇ હતી, તેનું.

"જો તમારે ખૂનીને પકડવો હોય તો રડતાં રહી જઇ આ બધું કેમ બન્યું ? તે મ્હને કહો."

"કાલે રાત્રે તમે ગયા પછી મહેન્દ્રકુમાર મનમોહનની સાથે અહીં આવ્યા હતા. મહેન્દ્રને તરતજ પાછું ફરવાનુ હોવાથી તેઓ એમના પત્ની સરોજનીને લઇ તરતજ મધુપુરી ચાલ્યા ગયા. પછી અત્રે અમે બધા સૂઇ ગયા. આજે સ્હવારે અમે માં-દીકરી જોવા ઉઠયા, તેવીજ આ એમની માતાની લાસ સિવાય બીજું કંઇ અમારી નજરે પડયું નહિ." મધુરીએ જાણતી હતી તેટલી બીના રડતાં રડતાં જણાવી.

"અને મનમોહન ક્યાં ?"

"તેની અમને ખબરજ નથી. હું ધારૂં છું કે એમને આ ખૂનની ખબર અમારાથી વહેલી પડેલી હોવી જોઇએ. અને તેમની તપાસમાંજ એ ચાલ્યા ગયા હશે."

બાપડો દેવેન્દ્ર આ બધું શું થાય છે ? તે સમજી શકયો નહિ. એક એક શોધ કરવા જતાં એક એક ભેદનું પડ વધારે ચઢયું જતું હતું. આખરે દેવેન્દ્ર જવાને ઉભો થયો. એટલે રડતી મધુરીએ તેને પુછયુ.

"કેમ ? આવ્યા કેમ ! ને જાવ છો કેમ ?"

"ત્યારે શું કરૂં ? આવ્યો તો હતો એક વાતની બાતમી મેળવવા પરન્તુ જ્યાં તમેજ આ બીજા દુઃખમાં પડેલાં છો, ત્યાં પછી શું પૂછું ?"

"દેવેન્દ્રબાબુ ! હવે થયું ન થયું થનાર નથી. આપ શું પૂછવા આવ્યા હતા ?"

"એજ કે તમે મનમોહનને તો બરાબર ઓળખો છો ને?"

"કેમ નહિ? આટલો વખત સાથે રહ્યા પછી પણ ન ઓળખીએ એમ બને ખરું કે?"

"તમારી પાસે એમની એકાદ છબી છે ખરી?"

"નહિ, મનમોહનરાય કે'તા હતા કે તેઓની છબી પડાવવાનો શોખજ નથી.

"વારું! ત્યારે આ છબી કોની છે? તે તમે કહી શકશો? જુઓ." કહી દેવેન્દ્રે પેલી કેમેરાથી ખેંચી લીધેલી છબી મધુરી અને મેનાની આંખ આગળ ધરી. જેને જોતાંજ બેઉ મા દીકરી એકી સાથે બોલી પડયા.

"આ કોણ? દમનકાન્ત!"

"દમનકાન્ત? ડિટેક્ટીવ દેવેન્દ્ર પણ આશ્ચર્ય પામતો બોલી ઉઠયો.

"હા." મેના હવે બોલી. "અમારા પર જુલમોના વરસાદ વરસાવનાર એ પાપીને અમે સારી રીતે પિછાનીએ છીએ."

"પરન્તુ તમે ભૂલો છો. બરાબર જુઓ. એ દમનકાન્ત નહિ પરન્તુ મનમોહનરાય પોતેજ છે." દેવેન્દ્રે હવે પોતાની મેળવેલી બાતમી ઉપર ભાર મુકયો.

"નહિ, જી. ત્યારે તો તમેજ ભૂલો છો. આ મનમોહન નહિ પરન્તુ એ બદમાશ દમનકાન્તજ છે." મધુરીએ રડવાનું ભૂલી જઇ જુસ્સાપૂર્વક ખાત્રી આપી.

ભેદી ભુલભુલામણીમાં ગુંચવાયલા દેવેન્દ્રને આ શી આંટીઘુંટી છે, તે સમજાયું નહિ. આ ઇંદ્રજાળનો ભેદ તે શોધી શક્યો નહિ. તેને એમજ થયું કે એકજ વ્યક્તિના ફોટાને એક જ્યારે મનમોહનથી ઓળખાવે છે, ત્યારે બીજો દમનકાન્તથી ઓળખાવે છે. ત્યારે મ્હારે આમાં શું સમજવું? આ ફોટો કોનો? દમનકાન્તનો કે મનમોહનનો? બસ! અને એ વાતનો નિકાલ લાવવાને મ્હારે જાતેજ એક વખત મનમોહનને જોવો જોઇએ. પરન્તુ એ ક્યાં હશે? કદાચ મધુપુરી તો નહિ ગયો હોય? લાવ ત્યાં જઇ તપાસ કરૂં. મળે તો ઠીક છે, નહિ તો પછી એના મિત્ર મહેન્દ્રને મળી આ છબી બતાવું. જોઉં તે શું જવાબ આપે છે?" અને આટલું મનમાં નક્કી કરી તે સ્ટેશન જવા ઉતાવળે પગલે દોડવા માંડ્યો. ત્યાં રસ્તામાંજ તેને વકીલ મી. સુરેન્દ્રનાથનો ભેટો થયો.

"હશે ઠીક થયું, મી० સુરેન્દ્ર! તમે ખરી અણીને વખતે આવી લાગ્યા. મ્હારે તમને એક વાત પૂછવી છે." દેવેન્દ્રે કહ્યું.

"ખુશીથી પૂછો."

"તમે આમ ગભરાયલા જેવા કેમ જણાવ છો? શું કંઈ નવા જુની છે?"

"હા. મનમોહન પોતાની માતાનું ખૂન કરી ન્હાસી ગયો એ વાતની ખબર મ્હને પડી છે."

"તમને? સુરેન્દ્ર! તમે એ ક્યાંથી જાણ્યું?"

"તમને મ્હેં ન્હોતું કહ્યું, કે હું એ આ વાતમાં રસ લઉં છું."

"પરન્તુ મનમોહન ખૂની છે ? એ તમે શું જાણો ?"

"કાલ રાત્રે મ્હેં એને નદી કિનારે ફરતો જોયો હતો. અને તે પછી હું એની પાછળ પડયો. મ્હને ભૂલથાપ ખવડાવી ટ્રેનમાં બેસી એ ન્હાસી ગયો. પરન્તુ ખબર કાઢતાંજ મ્હને માલુમ પડયું છે, કે એણે મધુપુરીની ટીકીટ લીધી હતી. વળી હમણાંજ મ્હને મનમોહનને ઘેર ખબર કાઢતાં મધુરી મારફત મનમોહનની માતાનું ખૂન થયેલું જણાવવામાં આવ્યું. શું આટલી વાત જાણ્યા પછી તમે એમ ન ધારી શકો કે એ ખૂની મનમોહનજ હોવો જોઇએ ?"

"શી રીતે ?"

"ઘરમાંથી મોડી રાતના ખૂન કરીનેજ એ ન્હાસી ગયો હતો."

"ત્યારે તો બરાબર છે." બોલતાંજ દેવેન્દ્રે તાળી આપી. તમારી અને મ્હારી વાત અક્ષરે અક્ષર મળતી આવે છે. જુઓ ! જે માણસને કાલ રાત્રે તમે જોયો હતો, તેજ મ્હને પણ મળ્યો હતો. અને મ્હેં તેની છબી પણ ખેંચી લીધી છે. પરંતુ આ કર્ણાવતીથી હું તદ્દન અજાણ્યો હોવાથી એ કોણ છે ? તે હું પારખી શક્યો નહી. ફોટો મેળવવા માટે તેણે મ્હને નદીમાં ફેંકી દીધો હતો; પરન્તુ ઇશ્વર કૃપાએ હજુ દેવેન્દ્ર અને તે ફોટો બંને સહીસલામત છે. જરૂર એ મનમોહનજ હોવો જોઇએ. ઘેરથી ખૂન કરીનેજ તે નીકળેલો હશે, અને મ્હને નદીમાં ફેંકી દીધા પછીજ એને મધુપુરી ન્હાસી જતો તમે જોયો હશે. જુઓ આ રહ્યો એનો ફોટો. કેમ એજ કે ?"

"એજ મનમોહન !" સુરેન્દ્ર ફોટો જોતાંજ બોલી ઉઠયો.

"બસ ત્યારે કોકીલા અને કુંજ ફોટો પારખવામાં સાચા છે. હા! પણ સુરેન્દ્રનાથ! ત્યારે મેના અને મધુરી તો આ ફોટાને દમનકાન્ત જણાવે છે. એનું શું કારણ?"

"મનમોહનને બચાવવા! મી. દેવેન્દ્ર! એટલુંયે નથી સમજી શકતાં, કે દમન આજ કેટલો વખત થયાં અહીં છેજ કયાં! એ તો કોકિલા-ગૌરીની રજા લઈ આજ બે દિવસ થયા બ્હાર ગામ ગયો છે. દમન ઉપર આ આરોપ ઢોળી દઈ મનમોહનને બચાવી લેવા તેઓ જુઠું બોલે છે. પરન્તુ તેમને કયાં ખબર છે! કે આ સુરેન્દ્ર એમના ભેદથી પૂરેપૂરો વાકેફગાર છે."

"પરન્તુ મનમોહન એની માતાનું ખૂન કરે એમાં એને શું લાભ! તે નથી સમજાતું."

"એનું કારણ જાણવું રહેલ છે. મનમોહનની માતા મનમોહન ખૂની છે, એ વાત જાણતી હોવી જોઇએ. અને એ વાત કદાચ તે આપણા જેવાને મ્હોઢે કહી દે એ ધાસ્તીથી એણે એ ધરડાં કાંટાને રસ્તામાંથી સાફ કરેલો છે. કેમ કંઈ સમજાય છે?"

"બરાબર છે. મી૦ સુરેન્દ્ર! આપની તર્કશક્તિ પણ અસાધારણ છે હાં! પરન્તુ ત્યારે એને મેના અને મધુરીની ધાસ્તી નહિ લાગે!" દેવેન્દ્રે નવોજ પ્રશ્ન ઉપસ્થિત કર્યો.

"ના! કારણ મધુરીનો વિચાર મનમોહનને પોતાનો ભવિષ્યમાં જમાઇ કરવાનો છે. અને મેના પોતાના ભવિષ્યમાં થનાર ભરથારનું હિત જાળવવા આ વાત ન ફોડે એ બનવા જોગ છે. પરન્તુ પાલક માતા

હવે ઘરડે ઘડપણ શા માટે જુઠું બોલી પોતાના દીકરાની આવી ખૂની વૃત્તિ દાબી રાખે ?"

"વારૂં ! ત્યારે હવે હું મનમોહનને પકડવા મધુપુરી જાઉં છું."

"હા, અને હું પણ જો બનશે તો કંઇક નવીનતા મળે કે તે વૃત્તાંત જણાવવા આપની તરફ આવીશ."

"તમે વકીલાત છોડી આમાં બહુ રસ લ્યો છો ? નહિ વારૂ ?"

"હા...જી."

"તમે મ્હને પુષ્કળ મદદ કરો છો. મી૦ સુરેન્દ્ર ! અને તમારી એ મદદનો બદલો તમને અવશ્ય મળશે."

આટલી વાત પછી બેઉ છૂટા પડયા દેવેન્દ્રના મનમાં તો એજ ચટપટી થઇ રહી, કે ત્યારે આ છબીવાળો ખરે "મનમોહનજ હશે ?" અને જો એમજ હોય તો કનકકાન્તના ખુનની વાત બાજુએ મૂકતાં પણ એની માતાના ખૂનને માટે એ જરૂર જવાબદાર છે, અને તેને માટે જરૂર એને પકડવોજ જોઇએ.

---

# પ્રકરણ:—૯ મું.

## "ખુની ગિરફતાર."

—:(૦):—

લુચ્ચો છૂટી જાય ને સાચો જુઓ ઝલાય !
અવળો એવો ઇશ ! કયમ આ કળિયુગનો ન્યાય !





વેન્દ્રને મધુપુરી આવ્યાને આજે બે દિવસ થયાં હતાં, છતા મહેન્દ્ર કે મનમોહન કોઇનો પત્તો મળ્યો ન્હોતો. શોધ કરતાં કરતાં દેવેન્દ્ર એક દેવ મંદિર આગળથી પસાર થતો હતો, ત્યાં તેણે એક ઓળખીતી યુવતિને જોશભેર પગ ઉપાડતી જોઈ. દેવેન્દ્ર દોડયો. તેણે એ રમણીને ઓળખી. તેના જવાના માર્ગની વચ્ચે આવી તેણે સવિનય કહ્યું.

"બ્હેન ! જરા થોભો."

એક અણજાણી પુરૂષ વ્યક્તિને પોતાના માર્ગમાં ઉભેલી જોઇ તે રમણીએ ઉંચું જોયું. તેણે દેવેન્દ્રને ઓળખ્યો. ત્યાં તો દેવેન્દ્રે ફરી કહ્યું.

"જો હું ભૂલતો નહિ હોઉં તો આપનુંજ નામ સરોજની ને ?"

"હા." એક શરમાતો જવાબ મળ્યો.

"આપની સાથે મ્હારે થોડી વાત કરવી છે."

"અહિં નહીં. ઘેર ચાલો."

તે રમણી આગળ વધી. આગળ તે અને પાછળ દેવેન્દ્ર એમ બેઉ જણ સાધારણ જણાતા એક મકાન આગળ આવ્યા. રમણીએ મકાન ખોલ્યું. બેઉ અંદર ગયાં. મકાનમાં સાધારણ ફરનીચર અને જૂજ વસ્તુઓ પડી હતી. એક ખુરસી બતાવતાં સરોજનીએ દેવેન્દ્રને કહ્યું.

"આવો. બેસો."

દેવેન્દ્ર બેઠો. સામેની ખુરસી ઉપર અર્ધોઅર્ધ મ્હોડા ઉપર આછો ઘુંઘટ ખેંચી સરોજની બેઠી. પછી તે બોલી.

"પૂછો ડિટેકટીવ સાહેબ ! તમારે શું પૂછવું છે ? કહો અહીં તમારૂં આવવું કેમ થયું ?"

"તમને કર્ણાવતીની કંઇ ખબર નથી ?"

"ના. થોડીઘણી છે."

"મનમોહનરાય અહીં આવ્યા હતા ?"

"હા."

"ક્યારે ?"

"પરમ દિવસે."

"હાલમાં કેમ કોઇ જણાતું નથી ? આપના પતિ મહેન્દ્ર ક્યાં છે ?"

"મનમોહનભાઇની સાથે ગયા છે."

"ક્યારે ?"

"ગઇ કાલેજ."

"ક્યાં ?"

# (સચિત્ર) ચોકટનો એક્કો (સચિત્ર)

પ્રકાશકઃ-શ્રી પ્રાણજીવન પુસ્તકાલય. ટાવર રોડ-સુરત.




માલીકઃ-ડા. પ્રાણલાલ જીવણદાસ બુકસેલર અને પબ્લીશર-સુરત.

શંકર પ્રેસ-સુરત.] કીંમત આઠ આના.

"મનમોહનભાઇની માતાના ખૂનીને શોધવા."

"ખરેખર !"

"હા."

"ત્યારે શું મનમોહનેજ એની માતાનું ખૂન કર્યું છે, એ મ્હારી શોધ ખોટી ?"

"મનમોહનભાઇ ખૂની ?"

"હા."

"બનેજ નહિ."

"તો જુઓ. આ રહ્યો ખૂનીનો ફોટો! તમે તો તમારા પતિના પરિચિત એ મિત્રને સારી રીતે પિછાનતા હશો ? એના ઉપર વારંટ છે." કહી દેવેન્દ્રે પેલી છબી સરોજનીના ખોળમાં ફેંકી.

સરોજનીએ એ છબી બરાબર જોઇ. તે પછી જાણે ઘણુાજ વિચારમાં પડી હોય તેમ ડોળ કરવા માંડયો. દેવેન્દ્ર આ જાણુતાજ બોલ્યો.

"કેમ ? શું જોઇ રહ્યા છો ? એ મનમોહનનીજ છબી છે ને ?"

"ના! પરન્તુ ખરેખર શું આ માણુસ ઉપર વારંટ છે ?"

"હા."

ત્યારે તો એ કોણુ છે ? તે હું તમને નહિ બતાવી શકું."

"સરોજની! તમે સમજુ થઇને આ શું બોલો છો ? જાવ તમને વચન આપું છું કે ગુહ્નો સાબીત થયા સિવાય હું એને કોઇ પણ જાતની ઇજા નહી આવવા દઉં !

"એ મનમોહન નથી."

" ત્યારે ?"

" મ્હારા...પતિ..."

"કોણ મહેન્દ્ર ?"

" હા."

"હું આ શું સાંભળું છું ? એકજ છબી ! અને નામ ત્રણ ! મનમોહન, દમનકાન્ત અને મહેન્દ્ર, આમાં હવે મ્હારે શું સમજવું ? કોણ ખરૂં ? ને કોણ ખોટું ?"

"તે તમે જાણો."

"તમે સાચું કહો છો ?"

"વિશ્વાસ ન આવે તો તપાસ કરો."

આ પછી દેવેન્દ્ર ગયો. દેવેન્દ્રના ગયા પછી સરોજનીથી હસવું ન રોકાયું. 'દેવેન્દ્ર ! આ સરોજનીને તું હજુ પણ નહિ ઓળખી શકયો ! બરાબર છે. ત્હારૂં અનુમાન સત્ય છે. છબી તો દમનકાન્તનીજ છે, છતાં હાલમાં મહેન્દ્ર, મ્હારા પતિ પકડાય અને દમન છુટો રહે એમાંજ મજા છે." આટલું બોલી સરોજની હસતી હસતી અંદરના ભાગમાં ચાલી ગઇ.

જેમ જેમ દેવેન્દ્ર આ ભેદને ઉકેલવા મથતો હતો, તેમ તેમ ભેદનું કોકડું વધારેને વધારે ધાડું ગુંથાતું હતું. હવે દેવેન્દ્રની ધીરજ કાબુમાં ન રહી. અટપટા ભેદની ઉકેલણી આજે ગમે તે પ્રકારે કરવીજ એવો તેણે નિશ્ચય કર્યો સ્ટેશન ઉપર આવીને તેણે કર્ણાવતીની ટીકીટ કરાવી. મહેન્દ્ર અને મનમોહન કર્ણાવતીમાંજ હોવા જોઇએ, એ ધારણાથી ત્યાં તેમાંના એકાદને પકડી ખરી બાતમી મેળવવાના ઇરાદે

વિચારમાં તે આગગાડીની રાહ જોતો ઉભો. એકવાર તેને વિચાર થયો કે લાવને ત્યારે દમનને શોધી મળું ? પરન્તુ પછી તરતજ તે માંડી વાળ્યું. લગભગ અર્ધા કલાકે ગાડી આવી. દેવેન્દ્ર ગાડીની અંદર ગોઠવાયો. તે અત્યારે કર્ણાવતીનાજ સ્વપ્ના અનુભવતો હતો. એટલામાં તેની નજર ન્યુસપેપર વાંચતાં એક યુવક ઉપર પડી. જાણે કોઇક વખત જોયેલો ન હોય ! તેમ દેવેન્દ્ર તેની તરફ ટીકી ટીકીને જોવા લાગ્યો. એટલામાં ટીકીટ તપાસનાર આવ્યો. પેલા યુવક પાસે ટીકીટ ન નીકળતાં રકઝક થઇ ટીકીટ માસ્તરે "તમારૂં નામ શું ?" પૂછતાંજ તેણે પોતાનું નામ "મહેન્દ્રકુમાર" છે, એમ જણાવ્યું.

"તમે કયાંથી બેઠા છો ?" ટીકીટ માસ્તરે પુછયું.

"મધુપુરીથી."

"કયાં જવાના છો ?"

"કર્ણાવતી."

આ સઘળી વાત કે જે ડિટેકટીવ દેવેન્દ્ર કાળજીપૂર્વક સાંભળી રહ્યો હતો, તે "મહેન્દ્ર, મધુપુરી, કર્ણાવતી." આ ત્રણ શબ્દો સાંભળતાંજ ત્યાં ધસી આવ્યો. તેને સમજાયું, "મહેન્દ્ર મનમોહનની સાથે ગઇ કાલનો ગયો છે." કહી સરોજનીએ તેને છેતર્યો છે. (કારણ ? ધણીને બચાવવા.)

"ટીકીટમાસ્તર ! જરા સબુર કરો. મ્હારે આ મિસ્ટરને જરા બે એક વાતનો ખુલાસો પૂછવો છે." દેવેન્દ્રે કહ્યું.

"તમે કોણ છો ? વચ્ચેથી આઘા જાવ." ટિકિટ માસ્ટરે પોતાની મહાભારત સત્તાનો સુસવાટો બતાવ્યો.

"હું કોણ છું ? તો જુઓ !" કહેતાંજ દેવેન્દ્રે પોતાનો સરકારી ડિટેકટીવનો ચાંદ બતાવ્યો. ટિકિટ માસ્તર દેવેન્દ્રનું નામ વાંચતાંજ આઘો ખસી ગયો. ત્યાં દેવેન્દ્રે મહેન્દ્રને સવાલ કર્યો.

"મનમોહનના મિત્ર મહેન્દ્ર તે આપજ કે ?"

"જી. હા."

મનમોહન ક્યાં છે ?"

"તેની મ્હને ખબર નથી."

"વારૂં, ત્યારે આ છબી કોની છે ? તમે એને ઓળખો છો ?"

"નહી. મ્હારી ઓળખાણમાં એ નથી." મહેન્દ્રે એ છબી જોઇ કહ્યું

"ક્યાંથી હોય ? કંઇ નહિ, ખબર પડશે." દેવેન્દ્ર મનમાંને મનમાંજ બોલ્યો,

"વારૂં ! ત્યારે તમે ક્યાં જાવ છો ?"

" કર્ણાવતી. "

"શું કામ ?"

"તે તમારે જાણવાની જરૂર ? તમે મ્હને એ બધા સવાલો પૂછનાર કોણ ?"

"હું ડિ. દેવેન્દ્ર ! તમે ખુની મનમોહનના મળતીયા છો."

" સાબીતી ? "

"મનમોહન ઉપર ખૂનનો આરોપ છે."

"હશે ! ધારો કે તમને મનમોહન મળે તો તમે તેને ઓળખી શકો ખરા કે ?" મહેન્દ્રે શંકા રજુ કરી.

"કેમ નહિ ! જો કે મ્હેં તેને નજરે તો જોયો નથી. છતાં આ ફોટા ઉપર મ્હને વિશ્વાસ છે. એજ મનમોહન હોવો જોઇએ."

"તો લ્યો ! વધારે વાર આપને ભેદમાં નહિ રાખતાં ડિટેકટીવ સાહેબ ! હુંજ આપને એક ભેદ ખોલી બતાવું છું. " મહેન્દ્ર તેજ મનમોહન છે. લ્યો કરો જોઉં મ્હને ખુની તરીકે ગીરફતાર ?"

આટલા શબ્દો બોલતાં મહેન્દ્રે પાટલુન હેટ તથા ઓવર કોટને પાણીચુ પકડાવ્યું. બનાવટી મુછો ને ચશ્મા તેણે બાજુએ મૂકયા. હવે તે એક ધોતીયું ને પ્હેરણ પ્હેરેલો ફાંકડો વીસ વરસનો હિન્દી યુવાન લાગતો હતો દેવેન્દ્ર તો બે ઘડી જોઈજ રહ્યો, કે "આ કોણ ? મનમોહન ? ત્યારે શું મહેન્દ્ર તેજ મનમોહન ?"

"હા દેવેન્દ્ર બાબુ ! આટલા વરસની ડિટેકટીવની નોકરી ઉપર પાણી મુકયું. એક ખૂની નથી પકડાતો એ શર્મની વાત છે."

" ખૂની તુંજ છે. " દેવેન્દ્રે હવે ગજવામાંથી પિસ્તોલ કાઢી જવાબ આપ્યો.

"તો પછી આ આપના હાથમાંહેની છબી મ્હારી નથી. એ તો ચોકકસને ?"

"હા ?"

"ત્યારે શા આધાર ઉપર મ્હને ખૂની ઠરાવો છો ?"

"તે ન્યાયાસન આગળ રજુ કરીશ."

"પુરાવા સાથે કે ?"

"હા."

"જો જો છૂ જાય નહિ, તે સંભાળી રાખજો."

"બહુ સારૂં."

મનમોહનની સામે દેવેન્દ્ર ખુલ્લી પિસ્તોલ લઇ પ્હેરો ભરતો કર્ણાવતીના સ્ટેશનની વાટ જોતો બેઠો. ટિકિટ માસ્તર પણ આ

ધાંધલ જોઈ છ પાંચ અગીયારા ગણી ગયો. અજાયબીની વાત તો એ હતી કે મનમોહન પોતાની જાતેજ પોતે પકડાયો હતો. તે ઉપરાંત અત્યારે તે હસીખુશીને દેવેન્દ્રની સાથે ગપ્પા મારતો હતો.

વ્હાલા વાંચકો ! દેવેન્દ્ર તો મનમાં એમજ ખાંડ ખાતો હશે કે આજે ઘણે દિવસે મ્હેં શોધીને કીધો છે, ખુનીને ગિરફતાર ! નહિ વારૂં ?



# પ્રકરણ:—૧૦ મું.

## "શિકાર છટકયો"

—(૦)—

"ત્યારે મનમોહન ! મધુપુરીમાં પોતાની મહેન્દ્રની પત્ની તરીકે ઓળખાવનાર રમણી સરોજની કોણ ?" દેવેન્દ્રે મનમોહનને ગાડી ઉપડતાં લાગલોજ પ્રશ્ન કર્યો.

"સરોજની ? મ્હેં તો એ નામજ તમારે મોઢે સાંભળ્યું. કોણ જાણે હશે કોકની બાયડી ! જો જો કોઈ પારકી બાયડીને મ્હારી નહિ ઠેરી બેસાડતા. એક તો ઘેર છે, અને વળી એ બીજીને કયાં સંઘરૂં. હજુ લગ્ન તો થયા નથી."

"ત્યારે શું સરોજનીને તું નથી ઓળખતો ?"

"રામરામ કરો."

"ત્યારે તે ત્હને ક્યાંથી ઓળખે? તે તો પોતાને મહેન્દ્રની પત્ની તરીકે ઓળખાવે છે."

"કોઇ બીજો મહેન્દ્ર હશે!"

"નહિ! ત્હારોજ મિત્ર!"

"મ્હને મહેન્દ્ર નામનોજ કોઇ મિત્રજ નથી."

"તો પછી આ બધો ગોટાળો શું?"

"ભગવાન જાણે."

"વારૂ! ત્યારે ત્હારી માતાનું ખુન કોણે કર્યું? તે તું જાણે છે?"

"હા! હું અને તમે બને."

"હું તો નથી જાણતો."

"ખુનીની છબી તમારા હાથમાંજ છે."

"તેનું નામ?"

"દમનકાન્ત."

"શું દમન ખુની?"

"હા."

દેવેન્દ્ર ગુંચવાડામાં પડયો. 'આ બધું શું થઇ રહ્યું છે? તે સમજાતુંજ નથી."

"સરખાવોને! છબી તો મ્હને મળતી નથી આવતી."

"ત્હારી વાત તો ખરી છે. મધુરી અને મેનાએ પણ છબીને દમનકાન્તને નામેજ ઓળખાવી હતી."

"તેમાં ખોટું શું છે? સૌ કોઈ જોઇ શકે છે."

"પણ........."

અને આ વાત વધુ લંબાય ત્યાં તો કર્ણાવતીનું સ્ટેશન આવ્યું. દેવેન્દ્રે પિસ્તોલ બરાબર પકડી મનમોહન ઉર્ફે મહેન્દ્રને આગળ ચાલવા કહ્યું. ત્યાં દેવેન્દ્રની નજર આઘે ઉભેલી એક વ્યકિત ઉપર પડી. "મી૦ સુરેન્દ્ર!" કહી દેવેન્દ્રે બુમ મારી. દેવેન્દ્રને જોતાંજ વકીલ સુરેન્દ્રનાથ દેવેન્દ્રની પાસે દોડી આવ્યો.

"કેમ?"

"ખૂની પકડાયો છે."

"કોણ?"

"મનમોહન."

"હેં! કયાં છે?"

"આ રહ્યો."

પાસે ઉભેલા મનમોહનને જોતાંજ સુરેન્દ્રનું મ્હોઢું ઉતરી ગયું. છતાં ઉપર ઉપરથી જાણે ખુશાલી દર્શાવતો હોય તેમ તેણે દેવેન્દ્રની પીઠ ઠોકી.

"શાબાશ! દેવેન્દ્રનાથ! આખરે ખુની પકડાયો ખરો! હોં!"

"બરાબર." હવે મનમોહન વચ્ચે પૂરાયો.

"કેમ મનમોહનરાય! હવે જેલની હવા ખાવી છે ને?" સુરેન્દ્રે મશ્કરીમાં ટોણો માર્યો.

"જેલની હવા મનમોહન કરતાં દમનકાન્તને વધારે માફક આવશે." મનમોહને ભેદ ખોલવા માંડયો.

દમનકાન્તનું નામ સાંભળતાંજ સુરેન્દ્રના ટાંટીયા થરથરવા લાગ્યા. તેનું મ્હોં લેવાઇ ગયું. મનમોહન તે પામી ગયો. દેવેન્દ્રને વધુ સાબીતી આપવા તેણે આગળ ચલાવ્યું.

"કેમ છે? મી૦ સુરેન્દ્રનાથ! તબીયત તો મઝામાંને!"

"તું એને ઓળખે છે? મનમોહન!" દેવેન્દ્રે પુછ્યું.

"મ્હારી માતાના ખૂનીને હુંજ ન ઓળખું! એ કેમ બને' મનમોહને ભમરો મુકયો.

"ત્હારી માતાનો ખુની! અને તે સુરેન્દ્રનાથ?"

"જી હા, જરા ધીરા પડો અને સાંભળો."

"પરંતુ તું થોડી વાર પર તો એમ કહેતો હતો, કે ત્હારી માતાનું ખૂન કરનાર દમનકાન્ત છે." દેવેન્દ્રે કહ્યું.

"અને તે પણ બરાબર છે. મ્હારા મ્હેરબાન! ડિટેકટીવ સાહેબ! હજુ તમે હવા ખાવ છો. ડિટેકટીવ બન્યા છતાં તમારામાં દોઢ બદામની અક્કલ નથી. હવે જુઓ જરા મનમોહનની બુદ્ધિ." અને આમ કે'તાંજ સજ્જડ થઈ ગયેલા સુરેન્દ્રનાથ ઉપર મનમોહન છલંગ મારી કુદયો. તેની ગલચી તેણે પકડી બનાવટી વકીલનો ઝબ્બો ને દાઢી મુછ દૂર કર્યાં.

"દેવેન્દ્ર! આ ઉભો રહ્યો ખૂની! સુરેન્દ્રનાથ તેજ તમારી સાથે મિત્રતા બાંધી તમને થાપ આપનાર મી. દમનકાન્ત. જોઇ લ્યો. તમારી પાસેની છબી! અને આ જીવતી જાગતી છબી."

દેવેન્દ્ર શું જુએ? શું બોલે? તે તો અચરતીમાંજ ડુબી ગયો હતો. દાવ આવેલો જોઇ નજર ચુકાવી સુરેન્દ્ર ઉર્ફે દમન હવે દોડયો. તેને પકડવા મનમોહન પણ દેવેન્દ્રને બાજુએ મુકી દોડયો. જતાં જતાં તે દેવેન્દ્ર સાંભળે તેમ બોલી ગયો કે "અફસોસ! હાથમાં આવેલો......શિકાર છટકયો!"



# પ્રકરણ:—૧૧ મું.

## “ દેવી ને સરોજની. ”



આ સૃષ્ટિમાં ચઢતા ખરેખર ! એકથી પણ એક છે,
શુરવીર ને રણધીરથી અદકા અનેકાનેક છે;
“હું એક છૂં ઉસ્તાદ” એવું અંતરે ધરવું નહીં,
“મ્હારી બરાબર કોણ છે ?” એ વાક્ય ઉચ્ચરવું નહીં.





રાત્રિના દસ વાગ્યાનો શુમાર હતો. મનમોહનને ઘેર મેના ને મધુરી બેઠાં બેઠાં મનમોહનની માતાના થયેલ ભેદભર્યાં ખુનની વાત કરી રહ્યા હતા. ત્યાં બારણું ઠોકાયું.

“કોણ ?” બારણું ઉઘાડવા આવતાંજ મેનાએ પ્રશ્ન કર્યો.

“એ તો હું સરોજની.” બ્હારથી જવાબ મળ્યો.

દ્વારો ખુલ્યાં અને આપણી પૂર્વપરિચિત સરોજની ઘરમાં દાખલ થઇ. ચોમાસુ બેસવાનો સમય થઇ ચૂકેલો હોવાથી બ્હાર ઝીણા ઝીણા વરસાદના છાંટા પડી રહ્યા હતાં. સરોજનીના આગમનને કરી મેના ને મધુરી ખુશી થયા, અને તેઓ મોડી રાત્રી સુધી વાર્તા-વિનોદમાં ગુંથાયાં.

ઘડીયાળમાં બરાબર બારના ટકોરા પડયા. પરન્તુ તેઓની રસ-ભરી વાર્તાનો છેડો આવ્યો જ નહી. મેના અને મધુરીએ છબી લઇ આવેલા દેવેન્દ્રને દમનકાન્ત નામ આપ્યું, અને સરોજનીએ તેને મહેન્દ્ર તરીકે ઓળખાવ્યો, એ વાતની વિનોદી ચર્ચા ચાલી રહી હતી, એટલામાં વરસાદનું જોર વધ્યું. વરસાદથી બચવાને માટે રસ્તે જતી, એક તરૂણ વયની સ્ત્રીએ આશ્રય સ્થાન માટે મનમોહનના દ્વાર ઠોકયા.

"કોણ ?" મેનાએ અંદરથી પૂછયું.

"બારણું ઉઘાડો ! મ્હારે કામ છે."

મેના અને સરોજનીની વાત અહીંથીજ અટકી. મેના બારણું ઉઘાડી ફાનસ લઇ બ્હાર આવી, તો વરસાદથી ભિંજાયલી એક ૩૦ થી ૩૫ વર્ષની રમણીને જોઇ.

"કેમ ? તમારે શું કામ છે ? તમે કોણ છો ?" મેનાએ મોડી રાતના એક અબળા જાતને જોઇ સ્વાભાવિક સંશયપૂર્વક સવાલ કર્યો.

"હું...મ્હને આજની રાત તમારે ત્યાં સુઇ રે'વા દેશો ?"

"પરન્તુ તમારૂં નામ ?"

"દેવી."

આ નામ સાંભળતાંજ સરોજની ટટાર થઇ ગઇ. જો કે મેના ને મધુરી આ નામથી અપરિચિત હતા. છતાં સરોજનીએ તે નામ સાંભળેલું હતું. હવે તે બ્હાર આવી.

"ખુશીથી પધારો."

"તમે એમને ઓળખો છો ?" મેનાએ સરોજનીને સવાલ કર્યો.

"હા ! ઉમરાવ કનકકાન્તને ખુનની રાત્રે ઘર બ્હાર ન નિકળવા ચેતવણી આપનાર એજ !"

"કેમ બ્હેન ખરૂં ને ?" પલળેલી દેવીને સરોજે પ્રશ્ન કર્યો.

દેવી તો આશ્ચર્ય બની ગઇ. આ સરોજની આવી ખાનગી વાત કયાંથી જાણે ! તેની કંઇજ ગમ તેને પડી નહિ. સરોજનીએ તો સર્વનેજ મ્હાત કરવા માંડયા હતા.

"સરોજની બ્હેન ! તમે એ વાત કયાંથી જાણો ?"

"થોડીક અટકળથી ! અને થોડીક મ્હારા પતિ મહેન્દ્ર મારફત !"

મહેન્દ્ર ! અને તે સરોજનીનો પતિ ! આ હું શું સાંભળું છું !" દેવી સ્વગત ઉદ્‌ગારો કાઢવા લાગી,

"ત્યારે બચ્ચા ! દેવેન્દ્ર ! શું મનમોહન તેજ મહેન્દ્ર છે, એ વાત શું ખોટી ? અને જો એ વાત ખરી હોય તો પછી આ સરોજની કોણ ? મનમોહનની સ્ત્રી ? બનેજ નહિ ! પ્રભુ જાણે ! મ્હને તો આમાં કંઇજ સમજ પડતી નથી." દેવી મનમાં બડબડી !

ચતુર વાંચક ! આટલા દેવીના શબ્દો ઉપરથી તું કંઇ ભેદ સમજી શકે છે ? કે દેવી એ શુ ?

"ત્યારે શું મહેન્દ્રના અર્ધાંગના ને તમેજ સરોજની બ્હેન ?" બહુ વારે બ્હીતાં બ્હીતાં દેવીએ સવાલ કર્યો.

"હા ! કેમ ? એમ કંઇ પૂછવું પડે છે ? કંઇ શંકા છે ?"

સરોજની હસતી હસતી બોલી.

સરોજનીના પાત્રમાં કંઇક છૂપો ભેદ છે, તે દેવી પૂરેપુરી સમજી ગઇ. કયાં એક વખતની દેવેન્દ્રની લાજ કાઢનાર સરોજની ? અને કયાં આજે હસીખુશીને વાત કરનારી સરોજની ? પણ બને. કારણ દેવેન્દ્ર તો ગમે તેવોયે પુરૂષ હતો, અને દેવી તો એક અબળા જાતિને ? મનમોહન સાથે સરોજનીને સંબંધ હોય તોજ એ આવી

બાબતો જાણી શકે એ દેવીના મગજમાં સારી રીતે ભરાઇ ગયું. તેને સરોજના પ્રશ્નનો પ્રત્યુત્તર આપવાનું ભાન સરખું યે ન રહ્યું. એટલે ચતુર સરોજની મુંઝવણનું મૂળ પામી જઇ બોલી.

"હાં પણ દેવી બ્હેન ! આપ અત્યારે આમ એકાએક ક્યાંથી આવી ચઢયા ?"

"હું ડિટેકટીવ દેવેન્દ્ર કુમારને શોધવા અહીં આવી હતી." દેવીએ જેમ આવે તેમ બાફવા માંડયું.

"દેવેન્દ્રને ? આપને અને એને શું ?"

"એ...એ...મ્હારાં..." અને આટલું કે'તાંજ દેવી શરમાવા લાગી. તેનો અધુરો બોલ સરોજની સમજી ગઇ. અને તેણે તરત પૂરતી કરી નાખ...

"ઘરવાળાં...કહી દોને ! કેમ ?"

"હા ! બા ! ડિટેકટીવ સાહેબના અર્ધાંગના છો ને ? એટલે એવાંજ હોય ને ?" સરોજનીએ દેવીને બનાવવા માંડી. "પણ ! આમ આજે આપને કંઇ તસ્દી લેવી પડી ? તે તો કહો ? તમનેયે જબરો શોખ છે હોં ! નહિ વારૂં ?" સરોજે ગમ્મતનો ઝરો આગળને આગળ વ્હેવડાવવો જારી રાખ્યો.

"પરન્તુ એમને તમે જોયા છે કે નહિ ? કહોને ?" દેવી હવે આ બનાવગીરના પંઝામાંથી છુટવા લાગી.

"ના–બા. આપણે તો એ તમારા દેવ બેઉને જોયંજ નથી. હા–બા, હોં ! દેવી બ્હેન ! એ અહીં શું કામ આવે ?"

"તપાસ કરવા." દેવીએ ટુંકો ટચ્ચ ઉત્તર વાળ્યો.

"કોણ જાણે ? ત્યારે તો ! અલી ! મેના ! ત્હેં જોયા છે, એમના વરને ? મ્હારા જોવામાં તો નથી આવ્યા."

"ના–બા, હું તો કશુંય જાણતી નથી." ચતુર મેનાએ તો રોકડુંજ પરખાવ્યું.

'અરે ! જોયાં હોય તો કંઇ જુઠું બોલવું છે ! દેવી બ્હેન ! તમારા સમ ! એ અહીંયા આવ્યાજ નથી." સરોજનીએ ડાહી ડાહી અને ડહાપણભરી વાતો કરવા માંડી.

"ત્યારે ક્યાં ગયાં ગયા હશે ?" દેવીએ ઉઠવાનો ડોળ કરી છટકવાનું બારૂં ખોળવા માંડયું.

"ક્યાં જાવ છો ? આવી અંધારી રાતે. બેસો ! આવશેજ તો ! નથી તમને મુકીને ન્હાસી જવાના. સમજ્યા ? ઘરમાં બ્હીક લાગે છે કે શોધવા નીકળ્યા ? ધન્ય છે તમારી છાતીને પણ ! હો દેવી બ્હેન." સરોજનીએ દેવીને બનાવવા માંડી.

"ના–ત્યારે હવે તો હું જઇશજ. મ્હારે એમનું ખાસ કામ છે."

"ખાસ–ખાનગી ?" મેનાએ જરા આ બે શબ્દો પર ભાર મુકયો.

"હોય ! ધણીધણીયાણીના કામ જાણીને ત્હારે કંઇ કામ છે. સરોજનીએ મમરો મુકયો.

"ના રે ! એ તો હું જરા અમસ્તી !" મેના હવે છુટી પડી.

"ના-ના-પરન્તુ મ્હને કોઇએ ચોકકસ બાતમી આપી છે." દેવીએ કહ્યું.

"શાની ?"

"કે એ અહીં આવેલા છે."

"હશે ત્યારે ! હવે કદાચ આટલામાં હોય ખરા ! કે'વાય નહિ. હા ! પણ તેમાં તમારે શું છે ? તે તો બોલો !"

"મ્હારે એમને એક અગત્યની બાતમી આપવાની છે."

"શું વારૂ ?"

"એક નિર્દોષને બચાવવા."

"અને તે ?"

"મનમોહન નિર્દોષ છે."

"ખરેખર !"

"હા !"

"પણ દેવીબ્હેન ! તમને એ કોણે કહ્યું ?"

"અત્યારેજ બાતમી મળી !"

"પણ દેવેન્દ્ર તો એ કાલનાજ જાણે છે ! એમાં તમે નવું શું કે'વાના હતા ?"

"જાણે છે ? ક્યારના ?"

"કાલનાજ."

"ત્યારે તો મ્હારા કરતાં એમને આગળથીજ ખબર પડેલી હોવી જોઇએ."

"હશે ? પણ વારૂ ! દેવેન્દ્ર તમનેયે કલકત્તાથી અહીંયા સાથે લઇને આવ્યા છે કે ?"

"હા."

"વારૂ ત્યારે દેવીબ્હેન ! હાલમાં તો જાવ ! પણ વળી કોઈ દિવસ વિચાર થાય ત્યારે મંજુપુરીમાં આ સરોજનીને ઘેર પધારજો. જોજો

ભૂલતા નહિ હોં ! સરોજનીએ ચોળીના ગજવામાંથી એક છાપેલી કાપલી કાઢી દેવીના હાથમાં સરકાવી દીધી. જ્યાં ત્યાંથી અહીંથી છૂટવાની બારી ખોળતી દેવીએ તે જોયા વગરજ પોતાની ચોળીના ગજવામાં મૂકી, અને બ્હાર જવાને પગલા ભર્યા. ત્યાં તો સરોજનો ફરી સાદ સંભળાયો.

"રહેજ થોભજો, મ્હારાં દેવી બ્હેન !"

"કેમ !"

"અહીં આવો ! મ્હને તમારા ઉપર બહુ દયા આવે છેતેથી..."

"શું ?"

"ત્યારે તમારે તમારા પતિ દેવના દર્શન જરૂર કરવાંજ છે ખરૂં ને વારૂ ?"

"હા. દેવીએ આશ્ચર્યની સાથે કહ્યું.

"ઓહો ! તો એમાં તે શી ભારે વાત છે ? હ્યોને હુંજ મેળવી આપું " મેના હવે વચ્ચે પુરાઇ.

"તમે ?"

"હા ! કેમ ? એમાં શું નવાઈ છે ?"

"એમ ?"

"હા, હા."

"હેં સરોજની બ્હેન ! બોલાવીને તમે હવે કેમ કંઇ બોલતાં જ નથી." દેવી જાણે હવે પોતે સરોજનીને સાણસામાં ન લેતી હોય તેમ હરખાવા લાગી.

"મ્હને પુછો છો ? હું શું બોલું ? દેવેન્દ્રબાબુ આ સરોજનીથી ક્યાં ઓછા પરિચિત છે ?"

"તમને ક્યાં મળ્યા હતાં વારૂ ?"

# સચિત્ર પૃથ્વીરાજ ચૌહાણ તૈયાર છે સચિત્ર

પ્રકાશકઃ-શ્રી પ્રાણજીવન પુસ્તકાલય. ટાવર રોડ-સુરત.




માલીકઃ-ઠા. પ્રાણલાલ જીવણદાસ બુકસેલર અને પબ્લીશર-સુરત.

શંકર પ્રેસ-સુરત.] કીંમત આઠ આના.

મેનાની આંખમાં હવે મોડી રાત થવાથી ઝોકા આવવા લાગ્યાં. સરોજનીએ તેને સૂઇ જવાનું કહ્યું. તે પાછલા ખંડમાં જઈ પથારીમાં પડી. હવે તે બ્હારના ભાગમાં રહ્યા કેવળ બે જણ, અને તે સરોજની. તથા દેવી. દેવીના સવાલનાં જવાબમાં સરોજનીએ આગળ ચલાવ્યું.

"જરા પાસે આવો. કાનમાં કહું."

દેવીએ સરોજનીના મ્હોં આગળ પોતાનો કાન ધર્યો.

"મધુપુરી."

જો આ વખતે દિવસ હોત તો દેવીના મ્હોડા ઉપર આની શી અસર થઇ હતી, તે સ્પષ્ટ દેખાતે, પરન્તુ રાત્રિ હોવાથી ઢંકાઇ ગઇ.

"વારૂં, ત્યારે દેવી બ્હેન ! મ્હારી એક વાત સાંભળશો ?"

"શું ?"

"જોજો ! ખોટું ન લગાડશો. પણ તમારા દેવેન્દ્રકુમારમાં અક્કલનો છાંટો નથી કહું તો ચાલે."

"કેમ ?"

"મ્હારા સાંભળવા પ્રમાણે તેમણે કાલે હાથમાં આવેલા શિકાર–ખુની દમનને જતો કર્યો. કેમ તમારો શું મત છે ?"

"કોણ જાણે બા ! તમે જાણો. મ્હને એની શું ખબર ?" દેવીએ વાત આટલેથીજ કાપી નાખી.

"તમે બધું જાણો છો. આવાં વેશ તે દેવીબ્હેન સરોજની આગળજ ભજવાય કે ?"

"એટલે ?" દેવીએ આશ્ચર્યની સાથે કહ્યું.

"એટલે એજ કે...અરે પણ લ્યો તમે તો દેવેન્દ્રની તપાસ માટે આવ્યા છો ! ખરૂંને ? હું તો બળ્યું એ વાતજ ભૂલી ગઇ. તમારે દેવેન્દ્રને મળવું છે ને ?"

"હાસ્તો."

"ત્યારે આવો. મ્હારા દેવી બ્હેન, હું તમને બતાવું. જોજો ડરશો નહિ હોં ! દેવેન્દ્ર થોડી વાર થયાં એમની મેળેજ આ મનમોહનરાયના ઘરમાં કેદી થયા છે."

" હેં !"

"હા. એમાં એટલું બધું બ્હીવાનું કંઇ કારણ નથી. જરા હિંમત રાખો. એ કંઇ ભૂત કે રાક્ષસ નથી. જ્યારે મનમોહનનું નામ સાંભળતાંજ આમ આટલા ઢીલાં થઇ જાવ છો, ત્યારે ભવિષ્યમાં એને જોઇ શકશો કેમ ?"

"ના, ના, હું કંઇ ડરતી નથી...એ તો સ્હેજ."

"હા. નહિ તો પછી આમ ઢીલાં માણસને ડિટેકટીવ જેવી જોખમ ભરેલી નોકરી સોંપવી એ સરકારની ભુલ છે."

"ડિટેકટીવ ! કોણ ? સરોજની બ્હેન ! આ બધું તમે શું બોલો છો ?"

'તમે ! મ્હારા દેવી બ્હેન ! ઉર્ફે દેવેન્દ્રભાણુ ! હવે વધારે ચાલાકી જવા દ્યો ! એ ભોળવાય કનકકાન્ત. સમજ્યા ? સરોજની નહિ, હોં !" અને આટલું બોલતાંજ સરોજનીએ દેવીના વેશમાં આવેલા દેવેન્દ્રના માથા ઉપરથી છેડો ખેંચી કાઢયો.

"જોયાં આ રહ્યા દેવેન્દ્ર ! મનમોહનના ઘરમાં કેદ. કહો હવે એમને જે કંઇ કે'વું હોય તે ધરાઇને. અમે તો હવે આ ચાલ્યાં."

બિચારો દેવેન્દ્ર ખરેખર ભોઠો પડી ગયો સરોજની તો ખડખડ હસવા લાગી. "દેવેન્દ્ર બાબુ! વરસ પાણીમાં ગૂમાવ્યાં. એક અબળાએ તમને પકડી પાડયા. અરે! બનાવ્યા કહું તો ચાલે."

"બાપડો દેવેન્દ્ર શું બોલે! તેની દશ વરસની નોકરી ઉપર એક સામાન્ય અબળાએ પાણી ફેરવ્યું' હતું. ભલભલા ખુનના કેસમાં વિધવિધ વેશ પલટી ખુનીઓને પકડનાર દેવેન્દ્ર આજે એક યુવતીને હાથે પરાજય પામ્યો હતો.

"કેમ દેવેન્દ્રબાબુ! શું વિચારી રહ્યા છો!" સરોજનીએ પૂછયું.

"એજ. કે દેવેન્દ્રને ઓળખી જનાર સુન્દરી તું આ કેસનો તમામ ભેદ જાણતી હોવી જોઇએ. સરોજની! હવે તો હદ થઇ. આ અટીઘુટીમાં હું તો હવે હતાશ થઇ ગયો છું. ખરેખર તું જીતી છે. અને હું હાર્યો છું. હવે મ્હને ત્હારા ભેદથી વાકેફગાર કર. કહે તું મનમોહનને ઓળખે છે?"

"હા. દેવેન્દ્રબાબુ! આમ નિરાશ ન થાઓ. અને સાંભળો. દમનકાન્ત તેજ વકીલ સુરેન્દ્રનાથ ઉર્ફે કુંજવિહારી."

"હેં!"

"કુંજવિહારી તેજ મધુપુરીના ગર્ભશ્રીમંતનો ખુની શારદચંદ્ર."

"શું?"

"હજુ આગળ. કોકિલા તેજ શારદચંદ્રના વેશધારી કુંજની બ્હેન સરસ્વતી."

દેવેન્દ્ર અને વાંચક વીરા! આટલા ભેદ સરોજનીને મ્હોડેથી બહાર પડયા પછી તમારા બેઉનું મ્હોડું કેવું થાય!

"જે રાત્રે મનમોહનરાયની માતનું ખુન થયું. તેજ રાત્રે મનમોહન ઘરમાં હતા. ખુની દમનકાન્તને તેમણે જોયો. તેઓ વચ્ચે ઝપાઝપી થઇ. તેમાં ખુની દમનનું ગજવું ફાટી ગયું. મનમોહનરાયના હાથમાં એક કાગળની કાપલી આવી, અને તેના ઉપર... શું હતું ?"

"હવી એજ ડિ. દેવેન્દ્રનાથ."

"એમ !"

"હા. અને એ કાપલી ઉપરથીજ મનમોહને અટકળ કરી કે છાપામાં બ્હાર પડેલી યાદી જોતાં કનકકાન્તને ચેતાવનાર આ વ્યકિત એજ હોવી જોઇએ. નહિ વારૂ !"

"હા...હુંજ દેવી રૂપે ત્યાં ગયો હતો ! પરન્તુ કનકકાન્તને કાપલી આપતી વખતે તો ત્યાં કોઇ ન્હોતું." દેવેન્દ્રે શંકા રજુ કરી.

"બરાબર છે. પરન્તુ પાછળથી તમારી સાથે રહી વીલ કરનાર સુરેન્દ્રે ગમે તે ઉપાયે એ હાથ કરેલી હોવી જોઇએ."

"વારૂ. પછી આગળ ચલાવો."

"અને પછી મનમોહન એ દમનકાન્તની પાછળ પડ્યો. પાપીએ મનમોહનને ભૂલમાં નાખવા મધુપુરીની ટીકીટ લીધી અને મનમોહને પણ તે જોઇ મધુપુરીની ટીકીટ કરાવી. પરન્તુ મધુપુરી પહોંચ્યા પછી દમન કઇ જણાયો નહિ."

"એ ક્યાં ગયો તે હું જાણું છું. મ્હને એ મળ્યો હતો. મ્હેં એનો ફોટો પાડી લીધો. તે લેવા અમારે તકરાર થઇ, અને એણે મ્હને નદીમાં ફેંકી દીધો. પછી સવારમાં મ્હને સુરેન્દ્ર મળ્યો. અને તેણે મ્હને મનમોહન મધુપુરી ગયો છે, એ વાત જણાવી."

"બરાબર છે. સુરેન્દ્ર હૈં દમને મનમોહનને મધુપુરીની ટીકીટ લેતો જોએલોજ હોવો જોઇએ. યાદ કરો તો જણાશે કે મનમોહનના ઘરમાંથી જે ભેદી ટપાલ તમને મળી હતી, જેના ચાર કટકા કરી બ્હાર ફેંકી દેવામાં આવ્યા હતા, અને તમે તે લઇ લીધા હતા, તે લખનાર પણ એજ દુષ્ટ દમન હતો. એનો ઇરાદો મનમોહનને ખુની ઠેરવવાનો હતો."

"ત્યારે તમે એ ચાર કટકા લેતાં મ્હને જોયો હશે?"

"ના."

'વારૂં. પછી આગળ ચલાવો."

"પછી સુરેન્દ્રનાથના કહેવાથી ખાત્રી કરવા તમે ક્યાં ગયા?" સરોજનીએ પૂછ્યું.

"પ્રથમ તો મ્હેં ફોટો કોકિલા અને કુંજને બતાવ્યો. તેઓએ મનમોહનનોજ છે, એમ ખાત્રી આપી."

"હાસ્તો. બ્હેન ભાઇના બચાવમાં બોલે એ બનવા જોગ છે. અને કુંજ મનમોહનને શિર ઢોળે એ પણ સ્વાભાવિક છે"

"પછી મેના અને મધુરીને બતાવવા હું આ ઘેર આવ્યો. ત્યારે તેમણે મનમોહનની માતાનું ભેદભર્યું ખુન ને મનમોહન ગૂમ થયાનું કહ્યું. ફોટો બતાવતાં તેમણે તે દમનકાન્તનો જાહેર કર્યો."

"પછી"

"પછી મ્હને સુરેન્દ્ર મળ્યો. તેણે મનમોહન તેની માતાનું ખુન કરી મધુપુરી નહસી ગયો એવી વાત કહી, અને ફોટો બતાવતાં તે મનમોહનજ છે એમ કહ્યું."

"હવે વાત મળતી આવે છે ને ? દેવેન્દ્રબાબુ ! જે કુંજે એક વાર મનમોહન કહેલું, તેણે સુરેન્દ્રના વેશમાં વ્હેમને સજ્જડ કરવા ફરીથી એજ નામ કહ્યું."

"તમારી વાત બરાબર છે. હવે તમે આગળ કહો." દેવેન્દ્રે કહ્યું.

"હું ! હાં. પછી મનમોહન મધુપુરી ગયો. ત્યાં તેને અચાનક દેવમંદીર આગળ દેવેન્દ્રનો ભેટો થયો."

"દેવેન્દ્રનો !"

"હા–હા, તમારો.",

"કોની સાથે ?"

"મનમોહન સાથે."

"નહિ. હું મધુપુરીમાં મનમોહનને મળ્યોજ નથી."

"તો આ સરોજનીને ?"

"હા હું ત્હેને મળ્યો હતો."

"ત્યારે મ્હારા દેવેન્દ્રબાબુ ! ત્યાર પછી શું બન્યું ? તે તો તમો બધુંય જાણો છો."

"ના ના પણ પછી મનમોહન ક્યાં ગયો ?"

"મનમોહન તમને મહેન્દ્રના વેશમાં ગાડીમાં ન્હોતો મળ્યો ?"

"હા. પરન્તુ કમન એજ સુરેન્દ્ર છે, એમ બતાવ્યા પછી નહીને ?"

"પછી તેને તમે દેવીને વેશે શોધવા અહીં આવ્યા, એમજને ? અને મનમોહનને સપડાવવા " મનમોહન ખુની નથી." એમ કહી અમને પટાવવા માંડયા કેમ ?"

"સરોજની ! સરોજની ! હવે તું મ્હને બહુ બનાવ નહિ ! ત્હારી વાત બરાબર છે. હું મનમોહનનેજ પકડવા અહીં આવ્યો હતો."

"તો બેસો હવે નિરાંતે, મળશેજ જરૂર."

"ત્યારે શું એ અહીં આવવાનો છે !"

"ના આવેલોજ છે.".

"ક્યાં છે ?"

"અહીંયાજ છે ! પણ દેવેન્દ્રબાબુ ! તમે એને કોઇ વેળા મળ્યાજ નથી શું ?"

"નહિ રે ! કેવળ એકજ વાર, અને તે પણ ગાડીમાં અચાનક મહેન્દ્રના વેશમાં એ જાતેજ ખુલ્લો થયો ત્યારે."

"બાકી તમારી હોંશીયારીથી તો નહિજ ? એમજ ને ?" દેવેન્દ્ર શું બોલે ? તે ઝંખવાણો પડી ગયો.

"તમે ભૂલો છો. દેવેન્દ્રબાબુ !" સરોજનીએ કહ્યું. "આ કેવી વિચિત્ર વાત છે, કે મનમોહન તમને કેટલીયે વાર મળ્યો હતો, અને તમે તેને ઓળખતાંજ નથી."

"શું કહ્યું ? કેટલીયે વાર ? તદ્દન ખોટું. એકથી વધારે વાર મળ્યો છેજ ક્યાં ?"

"ત્યારે તમેજ જુઠ્ઠા છો."

"કેવી રીતે ?"

"તમે હમણાંજ કહો છો કે એક વાર તો મળ્યા હતા, અને પછી આ બીજી વાર નહિ કે ? તમારે મ્હોડેજ ન્યાય."

"પણ બીજી વાર. ક્યારે ?"

"આ શું રહ્યા ? ત્યારે તમે આ બધી વાત અત્યાર સુધી કોની સાથે કરી રહ્યા છો ?"

"તમારી સાથે. સરોજની !"

"તેજ દેવેન્દ્રબાબુ ! તમારો ખુની "મનમોહન ઉર્ફે મહેન્દ્ર." કહેતાંજ સરોજનીએ સ્ત્રી-વેશ અને બનાવટી ચોટલો કાઢી ઉંચા મુકયાં. દેવેન્દ્રે પેલી કાપલી તપાસી જોઇ. તે કઇ હતી ? એજ કે જે તેણે એક વાર મરનાર કનકકાન્તને વીલ કરતાં આપી હતી.

"દેવી એજ ડિ. દેવેન્દ્રનાથ."

દેવેન્દ્ર જોઇજ રહ્યો. બારણાની તડમાંથી મેના અને મધુરી પણ ખૂબ હસતી આ દેખાવ જોઇ રહી હતી. વાંચક ! અત્યાર સુધી તો આ બે પરસ્ત્રી હોવાથી ત્હને તેમના ઉપર નજર નાંખવાની સખ્ત મનાઇ હતી. પરન્તુ હવે તો ત્હને બેધડક જોવાની રજા છે.

"દેવેન્દ્ર શું જુઓ છો ? પકડો ખૂનીને ?" મનમોહન હસિત મુદ્રાએ બોલ્યો.

"શાબાશ. મનમોહન ! શાબાશ તું મ્હારાથી પણ સવાયો છે. છે. શેરને માથે સવાશેર. આજે ત્હેંજ મ્હારી પ્રશંસા માંગી છે." કહી દેવેન્દ્રે તેની પીઠ ઠોકી. અને વ્હાલા વાંચક ! તુંયે શાબાશી આપ

"શાબાશ."

મનમોહન તેજ મહેન્દ્ર અને સરોજનીની ભૂમિકા ભજવનાર !



# પ્રકરણ:–૧૨ મું.

## " કોકિલાનો ટહુકો. "

( ગાયન. )

આવી આવી વસન્તની બ્હાર! હો સખી!
કરે કોયડી ટહુકાર!...............હો! સખી!
મોર, બપૈયા, મધુરાં બોલે...વૃક્ષ સકળ નવપલ્લવ ખોલે,
ફળ, ફૂલ, મંજરી, મોરો ડોલે...પરિમલનો કેવો વિસ્તાર;
હો સખી!...કોકિલા કરે ટહુકાર!
નર–નારિ નવરંગી હિંચોળે...હાસ્યવિનોદે ઝુલે ઝોલે,
કોકિલ કંઠો કામની ખોલે...વરસે શાં અમૃતરસ–ધાર;
હો સખી!...
અલી! જોજે! ખીલી વસન્તની હો! બ્હાર...
કેવી...હો! સખી!






લાં વાંચક! મધ્ય રાત્રિના બરાબર બે વાગે આવું અપૂર્વ સંગીત ક્યાં કોકિલ કંઠમાંથી સરતું હશે? કયું સદ્‌ભાગી દંપતિ–યુગલ આ સુધા–સંગીતના પાનમાં મસ્ત હશે! નિદ્રાને કોરણે મૂકી ન્હાના સાદા પરન્તુ સુવ્યવસ્થિત એક ઘરમાંથી ઉપરોક્ત ગાયનના સૂરો

ચોતરફ ફેલાઇ રહ્યા હતા. હારમોનીયમની પેટી સાથે મધુરીની પુત્રી મેના મધુરા સૂરથી આ મધુરું ગાયન ગાઇ રહી હતી. આપણો દેવેન્દ્ર ગાયન સાંભળવામાં મસ્ત હતો, જ્યારે ગાવામાં મેના ને વગાડવામાં મનમોહન મસ્ત હતા. અડધી રાત હવે પસાર કયાં કરવી ! એ વિચારેજ મનમોહન ગુંચવાયો. હવે તેને નિદ્રા આવે તેમ ન્હોતું. દેવેન્દ્રની પણ ઇચ્છા થતાં તેણે પેટી ખોલી. જાગતી સૂતેલી ઢોંગી મેના પકડાઇ, અને તેને ગાવું પડયું. મનમોહનના ચપળ આંગળાં પેટી ઉપર ફરકી રહ્યા હતા. વાંચક ! ત્હને શંકા હશે કે ગરીબ મનમોહનને ત્યાં પેટી કયાંથી ? પરન્તુ મનમોહનની દશા દિવસ જતાં હવે જરા સુધરી હતી, અને તેથીજ તેણે બે ઘડી આનન્દ વિનોદાર્થે આ વસાવી હતી. ગાયન પર ગાયનની ધૂન ચાલવા માંડી. મેના થાકી એટલે વારો હવે બદલાયો ! મનમોહને બાકીનો પરોઢીઆનો એક કલાક કાઢી નાખવા તર્જ ઉપાડી. તેનો કંઠ કેળવાયલો તેમજ કુદરતી રીતે માધુર્યભર્યો હતો. તેણે ગાવા માંડયું.

રાધા—જલની ગગરિયા દઇ દે...મ્હારી......
પજવે બબ્બું શુ કા'ના......
કાંઠે મુકી...વાતે વળગી...(જરા)
( ત્યાં તો )
સંતાડી છાનામાના...................
જાણ્યું ! દઇ દે...ગગરી કા'ના...જલની
મોડું થાશે.......માત ખિજાશે.........
( માટે )
નિર્દય...છેક તું થા...ના ..જલની.........

યમુના કાંઠે......શાખા માંગે......
કૃષ્ણ કહે છે...ના–ના–જલની...
"પુષ્પ" કહે છે...કવિવર જો જો...
પ્રભુમાં હો ! મસ્તાના...જલની...

સંગીત અટક્યું. તાન પલટાંની સાથે આલાપનો ગુંજાર ને એક એક લીટીનું ફરી ફરીને ગવાવું. પછી સમયનું પૂછવુંજ શું ! જોત જોતામાં સાડાત્રણ થયાં. હજુ પરોઢ થવાને અર્ધા કલાકની વાર હતી. હવે દેવેન્દ્રનો વારો આવ્યો. જેવું આવડે તેવું ગાવાનો તેને આગ્રહ થયો. આખરે દેવેન્દ્ર હાર્યો. ત્યાં તો પેલો વિચિત્ર અવાજ "મૃત્યુ–ઘંટ" સંભળાયો. પેટી પેટીને ઠેકાણે રહી ગઇ.

વાંચકો ! પેલી ભેદી ગુફાને અને આ ભંયકર અવાજને હજુ ભુલી નહિજ ગયા હોય. મનમોહને પેટી બંધ કરવાનું કામ મેના ઉપર છોડયું. દેવેન્દ્ર અને મનમોહન ઉભા થઇ ગયા. તેમણે એક એકના કાનમાં કંઇક વાત કરી. કપડાંલત્તા બરાબર કરી પિસ્તોલ લઇ દેવેન્દ્ર પેલી ગુફા પ્રતિ દોડયો. થોડી વારે એજ ઘરમાંથી એક રમણી બ્હાર નીકળી. તે પણ ઉતાવળે પગલે એક ભેદી ગુફા તરફ ચાલતી થઇ. વાંચકો ! એ રમણી તેજ આપણી સરોજની. તેના મુખમાંથી સહજે એજ શબ્દો નીકળી ગયા, કે:–"ખરેખર આ તે "મૃત્યુ–ઘંટની" કારમી કિકીયારી, કે "કોકિલાનો ટહુકો ?" ગમે તે હો ! પરન્તુ એ વિચિત્ર અવાજમાં ઘણી ખરી કોકિલાના–ટહુકાને જેવી કોમળતા સમાયલી હતી.



# પ્રકરણ:—૧૩ મું.

## "ખૂનીનું ખંજર."





વાંચક વીરા! વર્ષોની ભેદ ભરેલી પેલી કપાલકૂટની ભેદી ગુફાને તો તું નહિ ભુલ્યો. હોય? આ ભેદી ગુફામાં પૂર્વે શત્રુથી બચવા રાજાઓ રે'તા હતા. ગુફાનું એક છૂપું જમીન દ્વાર ઉમરાવના મ્હેલમાં નીકળતું હતું. એટલે ચઢાઇ વખતે ન્હાસી છૂટવા રાજવીઓ એનો આશરો લેતા હતા. પરન્તુ આ દ્વારથી હાલમાં પરિચિત તો બેજ વ્યકિત હતી. અને તે કોકિલા અને કુંજ. ગુફાને એક આલીશાન મેડી પણ હતી. જે તમામ પત્થરની હોવા છતાં સુંદર હતી. તેની આજુબાજુ બે દ્વાર આવી રહેલાં હતાં. ગુફાની નીચેના ભાગમાં પુષ્કળ અંધારૂં રહેતું હતું, પરન્તુ ઉપરના ભાગના ઓરડામાં બ્હારથી પ્રકાશ આવવાને થોડોક ગોળ ભાગ પત્થરમાંથી કોરી નાખવામાં આવ્યો હતો. જેની બ્હારની બાજુએ નીચે જબરી શિલાઓ પડેલી હતી. સરોજની અને દેવેન્દ્ર જુદા જુદા આવેલા હોઇ, અંધારૂં હોવાથી જૂદે જૂદે રસ્તે ચઢી ગયા. દેવેન્દ્ર જ્યારે ગુફાના ઓરડાના એક દ્વારે આવ્યો, ત્યારે સરોજની બીજા દ્વાર પાસે આવેલી હોવાથી તેઓ બંને થોભ્યા. ત્યાં તેમને કોઇ બે વ્યકિત અંદર વાત કરે છે, એમ માલમ પડ્યું. પ્રત્યેક જણ કાન માંડી તે વાત સાંભળવા લાગ્યા.

"વિહારી ! ત્યારે હાથે તું જરૂર પકડાયોજ હોત ! નહિ વારૂ ?" એક સ્ત્રી વ્યક્તિનો આ પ્રશ્ન જણાયો.

"હા. કોકિલા ! અને તે પણ મનમોહનને હાથે. દેવેન્દ્રની રૂબરૂમાં. હવે મનમોહન અને દેવેન્દ્ર બેઉ મ્હને ઓળખી ગયા છે, કે સુરેન્દ્ર અને દમનકાન્ત નામધારી એકજ માણસ અને તે હું છું."

"ત્યારે હવે ?"

"હજુ શું ? હવે હું એ બેઉ વેશને તજી દેવા માંગું છું. હજુ આ કુંજના વેશમાં તેઓ મ્હને નથી ઓળખતા."

"વારૂં, અને મ્હને ?"

"ત્હને તો તેઓ કોઇજ ઓળખતા નથી. હો ! સરરસ્વતિ બ્હેન !"

"કુંજ ! ત્હને કંઇ ભાળ મળી ! કેશવકાન્ત જીવે છે કે ?"

"હા ? મનમોહન તેજ કર્ણાવતીનો ગાદીવારસ કેશવકાન્ત છે."

"હેં ?" કોકિલા સાથે સાંભળતી બે વ્યકિતઓ સરોજની અને દેવેન્દ્ર બને ચમક્યા.

"વારૂ, ત્યારે હવે ત્હારો વિચાર શું છે ?"

"વિચાર એજ કે હવે આ કુંજ સુરેન્દ્રનાથ વકીલની પદવીને છોડતાંજ કનકકાન્તના કરેલા વીલને પણ બાળી નાખશે." કહી કુંજે ગજવામાથી વીલ ખેંચી કાઢ્યું. "બ્હેન તને ખબર નહિ હોય ? કનકકાન્ત ઉમરાવને ચેતાવનાર દેવી તેજ દેવેન્દ્ર હતો. અને જ્યારે જતી વખતે કનકકાન્તને ચેતાવવા તેણે પોતાના ખરા નામની કાપલી કનકકાન્તને આપી, ત્યારે આ સેવકેજ તે ધીરેથી બારીમાંથી આવી ઉપાડી લીધી હતી."

"વાહ વાહ. પણ બાઇ ! હજુ સુધી આપણા અવાજની તપાસ કરવા દેવેન્દ્ર કે મનમોહન કોઇ પણ કેમ ન આવ્યું ?"

"ફરીથી કરને."

અને તેની સાથેજ કોકિલાએ પેલો "મૃત્યુ-ઘંટ" જેવો સૂર પોતાના ગળામાંથી કાઢયો. પહાડી ગુફાની ઉચી બારીમાં ડોકું રાખી આ સૂર કહાડવાથી તે આસપાસ દૂર સુધી સંભળાતો હતો.

"હવે હું તો થાકી ગઈ, તું જરા મદદ તો કર."

કોકિલાનો પડતો બોલ કુંજે ઝીલી લીધો. આબાદ તેજ સૂર કુંજના મ્હોડામાંથી પણ નીકળવા લાગ્યો. થોડી વારે સૂર બંધ થયો, એટલે કુંજે દિવાસળીની પેટી કાઢી તેમાંથી એક સળી ચેતાવી.

"લે. કર્ણાવતીના ભવિષ્યના ઉમરાવના હકક ઉપર પાણી..."

કુંજે વીલને સળી ચાંપી. કાગળીયું ભડભડ સળગવા લાગ્યું. દેવેન્દ્ર બારણું ખોલી તે બચાવે તે પહેલાં તો સરોજનીએ સત્વર બીજી બાજુએથી આવી તે ઝડપી લીધો. જમણા હાથમાં પિસ્તોલ ધરી સરોજનીએ વીલનું અર્ધું બળેલું કાગળ ઓલવી નાંખ્યું. ડાબા હાથને પીઠ પાછળ રાખી જમણા હાથની પિસ્તોલ બેઉ બાઇ બ્હેન તરફ તાકી સરોજની બોલી, " ખબરદાર. પાપીઓ ! આજે તમે પકડાયાં છો."

"કોણ ? સરોજની !" બાઈ બ્હેન બેઉના મ્હોંમાંથી એકી સાથે ઉદ્દગાર નીકળી પડયો.

"હા. અને તમે ? શરદ્દચંદ્ર અને સરસ્વતી બ્હેન કેમ ! આ સુરેન્દ્રનાથ ઉર્ફે દમનકાન્ત ઉર્ફે કુંજવિહારી !"

* * * * *

આ અરસામાં દેવેન્દ્ર શું કરતો હતો ? સરોજનીને મદદ કરવા તેણે પોતાના દ્વારને ધક્કો મારી જોયો. પરન્તુ કમનસીબે તે અંદરથી બંધ હતું. તેણે સરોજની જે દ્વારથી દાખલ થઇ તે બાજુજ જવા નિશ્ચય કર્યો. સરોજની શું કરે છે ? તે સર્વ તેણે દ્વારમાં પડેલા એક બાકોરામાંથી જોઈ લીધું. સરોજનીએ કુંજ અને કોકિલાની સ્હામે ભરેલી પિસ્તોલ ધરી. અધું બળેલું વીલ ડાબા હાથે ખુંચવી લઇ તેણે બુઝાવી નાખ્યું. ડાબા હાથમાં પીઠ પાછળ વીલ પકડી જમણા હાથમાં પિસ્તોલ ધરી. દેવેન્દ્રની મદદ મેળવવા બહાર જવાનું તેને ઉચિત લાગ્યાથી, સરોજની પાછે પગે ધીરે ધીરે દ્વાર પાસે ફરી. પરન્તુ આ શું ? દ્વારની છેક નિકટ પહોંચતાંજ તેના પાછલા હાથમાં પકડેલું વીલ કોઇ પ્રચંડ હાથે ઝુંટવી લીધું. અર્ધ ખુલ્લા બારણામાંથી એક કદાવર હાથ દાખલ થયો. અને તેણે પેલું વીલ સરોજનીના હાથમાંથી લઇ લીધું. 'કોણ છે ?' તે જોવા સરોજની જેવી પાછું ફરી જોવા ગઇ, તેવીજ ટાંપી રહેલી કોકિલાએ કુંજને ઇશારત કરી. હાથમાં આવેલો આવો દુર્લભ દાવ કુંજજ છોડે કે ? તેણે અને કોકિલાએ મળી સરોજનીને મજબુત પકડી. તેની પિસ્તોલ ઝુંટવી લેવામાં આવી. સરોજનીને નીચે નાખી તેની છાતી ઉપર કુંજ ચઢી બેઠો. "સરોજની કોણ છે?" તે જાણવા તલપાપડ થઇ રહેલા કુંજે તેની સાડીનો પાલવ ખેંચી કાઢયો, તો તેને વાળ બનાવટી જણાયાં. તેને દૂર કરતાંજ તેણે પાસે પડેલા પાત્રમાંથી પાણી લઇ સરોજનીનું મોઢું ધોયું. તો તેણે શું જોયુ ?

"કોણ ! મનમોહન !" કુંજ છલંગ મારી એક વાર તો અડધો ઉભો થઇ ગયો.

પરન્તુ પછી! કદાવર બાંધાના કુંજે પોતાના શિકારનું ગળું જોરથી દાબ્યું. મનમોહનની આંખો ઉંચી ચઢી ગઇ. તેનો કંઠ રૂંધાયો. તેના મ્હોંમાંથી લોહીના લીસોટા નીકળવા લાગ્યા. કુંજે કમરપટામાંથી કટાર ખેંચી કાઢી. ખંજરવાળો હાથ ઉંચકાયો, તે બોલ્યો.

"મનમોહન! કેશવકાન્ત! કર્ણાવતીના ગાદી-વારસ! સરોજની અને મહેન્દ્રના વેશ ભજનાર! આજે ત્હારૂં જીવન સમાપ્ત થાય છે. અને આજથીજ હવે મ્હારા ભાગ્યનો સિતારો શરૂ થાય છે."

મનમોહનની છાતી આરપાર વીંધી નાખનાર જીવલેણ ખંજર ખુનીએ ઉંચક્યું. મનમોહન મ્હોત-સિંધુમાં ડચકાયાં ખાતો હતો, જ્યારે કુંજ અને કોકિલા આ કાંટો અનાયાસે દૂર થવા માટે હરખાતા હતાં. પરન્તુ તેમને ક્યાં ખબર હતી? કે સત્યવીરની વજ્ર છાતીને વિંધવા જતાં બુઠ્ઠા થઇ તૂટી જાય છે, આવાં અનેકાનેક "ખુનીના ખંજર!"

---

(સચિત્ર)

# શયતાની સંસાર.

ડિટેક્ટીવ વાર્તા.

પ્રકાશકઃ-શ્રી પ્રાણજીવન પુસ્તકાલય. ટાવર રોડ-સુરત.



માલીકઃ-ઠા. પ્રાણલાલ જીવણદાસ બુકસેલર અને પબ્લીશર.

શંકર પ્રેસ-સુરત.] કીંમત આઠ આના.

# પ્રકરણઃ—૧૪ મું.

## " કેશરીનો પંજો. "

સત્યમેવ જયતે !

"AFTER ALL TRUTH IS TRIUMPHANT."





નમોહનના જીવનનો અંત લાવવામાંજ મશગુલ કુંજ પોતાના ઉપર કયું ખંજર ઝઝુમી રહ્યું છે? તે ન જોઇ શક્યો. બાજુની કાટમાંથી એક પિસ્તોલનો ઘોડો બરાબર કુંજની પીઠ ઉપરજ તાંકવામાં આવેલો હતો. કુંજે તો નહિ પરંતુ કોકિલાએ આ ભયંકર દ્રશ્ય પળમાત્રમાં જોઇ લીધું. સગોજનીની જમીન ઉપર પડેલી પિસ્તોલ તેણે ધીરેથી ઉઠાવી, તે તેણે એ દેવેન્દ્રની મૂર્તિ ઉપર તાંકી. કોકિલાની પિસ્તોલમાંથી ગોળી છુટે તે પહેલાં તો ડિટેક્ટીવ દેવેન્દ્રના પિસ્તોલનો ઘોડો દબાઇ ચૂક્યો. સનનન કરતી ગોળી ખૂનીના ઉંચા થયેલા ખંજરવાળા હાથને એમને એમ લટકતો નાખી છાતી વીંધી આરપાર નીકળી ગઇ. લોહીલોહાણ કુંજ જમીન ઉપર પડી તરફડવા લાગ્યો. દેવેન્દ્ર પિસ્તોલ સાથે અંદર ધસી આવ્યો.

તરતજ કોકિલાની ગોળી છુટી. પરન્તુ હવે તે શા કામની ! બહુજ મોડું થઇ ગયું હતું. ચતુર દેવેન્દ્રે નેમ ચૂકાવી, અને કોકિલાને હસ્તગત કરવા પિસ્તોલ લઇ તેની પાછળ દોડયો. 'પોતાની દશા પણ બાઇના જેવીજ થશે, યા તો જીવતી હાથમાં જઇશ, તો ફાંસીજ નિર્માણ થશે.' એ વિચારે કોકિલાને કંપાવી. તેણે આપઘાત ઉત્તમ ગણ્યો. ધન્ય છે ! એક અબળાની છાતીને !

દેવેન્દ્રના હાથમાંથી બચવાનો એકે ઉપાય ન જોવાથી તેણે ઓરડાની બારી દ્વારા નીચે ઝુકાવ્યું. કોકિલા પડી નીચેના પાષાણો ઉપર પડતાંજ તેની કોમળ કાયાનો કચ્ચરઘાણ નીકળી ગયો. દેવેન્દ્રની ઇચ્છા કંઇ કુંજ કે કોકિલાને જાનથી મારવાની ન હતી. પરન્તુ જીવતાંજ પકડવાની હતી. પરંતુ સમય વિચારતાં, ને સંજોગ જોતાં મનમોહનના છુટકારાનો એક માત્ર ઉપાય આ વિના અન્ય કોઇ ન હોવાને લીધેજ તેને લાચારીથી ગોળી છોડવી પડી હતી. હતભાગીના કોકિલાનું આવું ક્રૂર ને કમકમાટીભર્યું મ્હોત જોયા પછી દેવેન્દ્રે મનમોહનને સાવધ કરવા યત્ન કર્યો. ગજવામાંથી કંઇક શુદ્ધિની દવા કાઢી તેના મ્હોઢામાં નાખી, પાસે પડેલા એક પાત્રમાંથી તેના મોઢા ઉપર પાણી છાંટયું. તેને ચેતન આવે એટલા સમયમાં તેણે પોતાનો રૂમાલ ચીરી બીંજવી, તેનો મજબુત પાટો મૃત્યુ-કિનારે ઝઝુમતા કુંજની છાતીએ બાંધ્યો. થોડી વારે મનમોહન શુદ્ધિમાં આવ્યો તેને બનેલા તમામ ઇતિહાસથી વાકેફગાર કરી તેણે હવે પોતાનું ધ્યાન મૃત્યુ કાંઠે પડેલા મુસાફર કુંજ ઉપર લગાડયું. મનમોહનના ખોળામાં કુંજનું માથું દેવેન્દ્રે ગોઠવ્યું. ગજવામાંથી નોંધપોથી કાઢી તેણે જુબાની લખવા માંડી. ગમે તેવા શત્રુનું પણ આવું કરૂણાજનક મ્હોત જોતાં કયું સ્નેહભીનું

અને દયાદ્ર દીલ ન પિગળે! દેવેન્દ્ર તો આવાં સેંકડો પ્રસંગો જોતાં હતાં, એટલે તે તો સખ્ત છાતીનો થયો હતો, પરન્તુ મનમોહનને તો આ પ્રસંગ પ્રથમજ હતો. તેની આંખમાંથી ટપ્પ ટપ્પ અશ્રુબિન્દુઓ સુતેલા, અને બે ઘડીના મૃત્યુપુરીના મ્હેમાન કુંજના, અંગ ઉપર પડવા લાગ્યાં. મરતાં કુંજની આંખોમાં પણ બીનાશ્રના આછાં ઝળહળીયા ઝળકી રહ્યા હતાં. વાંચક! આવાં કરૂણ પ્રસંગ કેશરીના પંજામાં જ્યારે શિયાળ સપડાય છે, ત્યારે આબેહુબ બને છે. આજે કુંજ એક શેર, તે શિયાળની સ્થિતિમાં છે. જેને શત્રુ માનતો હતો, તેજ સાચા મિત્રભાવે આજે તેના મૃત્યુ-પાછળ આંસુનો વરસાદ વરસાવી રહ્યો છે. પ્રભુની શું ખુબી! ખરેખર!

છુંદાય ચરણે સુમન પણ સુવાસ નિજ નહિ છોડશે,
ચંદન, સુખડ, બાળો ઘસો ત્યમ વાસ પણ વધતી જશે.
અપકાર પર ઉપકાર કરવો એજ સાચો ધર્મ છે.
શત્રુ પ્રતિ સદ્‌ભાવના ને સ્નેહ સજ્જન-કર્મ છે.

---

# પ્રકરણ:-૧૫ મું.

## "ખૂની કોણ?"



ચોરી-યારી-ગર્ભિણી નારી ના ઢંકાય,
ખાડો ખોદે તે પડે એ ઇશ્વરનો ન્યાય.





પુષ્કળ પ્રયત્ન કર્યાં બાદ કુંજ હોશમાં આવ્યો. તેની આંખો પ્રથમ મનમોહન અને પછી ડિટેક્ટીવ દેવેન્દ્ર તરફ પડી. એટલે દેવેન્દ્રે તેને પૂછયું.

"કુંજ! ઇશ્વરને ખાતર મરતી વખતે તમામ ભેદથી અમને વાકેફગાર કરતો જા. જીવનની છેલ્લી પળે પણ જુઠું ન બોલીશ! જે સત્ય હોય તેનો સ્ફોટ કર."

"એ...મે...ન...કો...કિ...લા...કયાં છે?" લથડતી જીભે તેણે પહેલોજ સવાલ કર્યો.

"તે...સહીસલામત છે." દેવેન્દ્રે કુંજના હૃદયને આઘાત ન પહોંચાડવા ને બાતમી મેળવવા જુઠો જવાબ આપ્યો.

"નહિ! દેવેન્દ્રબાબુ! એક મૃત્યુ-શય્યા ઉપર પડેલા માનવ સાથે દગો ન રમો. ભલે! એ એની ભગીનીના મ્હોતથી માહિતગાર થાય." દયાળુ મનમોહને દેવેન્દ્રને ઉદ્દેશીને આમ કહ્યું. તે પછી તે કુંજ તરફ ફર્યો.

"બાઇ ! કતુભાગીની એવી તમારી બ્હેને...આપઘાત કરી પ્રાણ છોડયો છે."

"હા...સ..." તેના હ્રદયમાંથી એક આનન્દધ્વનિ બ્હાર પડયો, અને તે એટલા માટેજ કે પોતાની બ્હેન જીવતાંપણ દયાની ભિખ માંગવા ન્હોતી રહી. હવે દેવેન્દ્રને કુંજની જીવનદોરી તદ્દન ટુંકી જણાઇ. તે તો ખૂની કોણ છે ? તેજ જાણવા માંગતો હતો. મનમોહનને તેણે પૂછ્યું.

"તમે જાણો છો કે કનકકાન્તનો ખૂની કોણ ?"

"નહિ. હું એજ એક નથી જાણતો. પરન્તુ મ્હારી માતાનો ખૂની તો આ કુંજજ છે. એ હું જાણું છું." મનમોહને ઉત્તર આપ્યો.

"કુંજ ! ત્યારે મરતાં અગાઉ એકજ ઉત્તર મ્હને પ્હેલા આપી દે કે કનકકાન્તનો ખૂની કોણ ?" દેવેન્દ્રે કુંજને કહ્યું.

વાંચક ! જે ભેદ જાણવા દેવેન્દ્ર, મનમોહન, તું અને તમામ કર્ણાવતી આતુર થઇ રહ્યા છો, તે એકજ નામ " ખૂની કોણ ?" નો ભેદ આજે દેવેન્દ્ર મરણ પથારી ઉપર છેવટનો શ્વાસ લઇ આ ફાની દુનીઆને છોડી જતાં કુંજને પૂછી રહ્યો છે. પરન્તુ કુંજના હોઠ સરખાયે ન ફફડયા.

"કોણ ! તું જાતેજ ખૂની છે ?" દેવેન્દ્ર હવે જીજ્ઞાસાને ન રોકી શકવાથી સવાલ ઉપર સવાલ કરવા મંડયો.

"નહિ."

"ત્યારે કોકિલા ?"

"કુંજે માથું નકારમાં ધુણાવ્યું."

"ત્યારે કોણ ? મનમોહન ?"

"ના."

"ત્યારે ખૂની કોણ ?"

"મ...મ...મા...મા..." કેવળ એકજ અક્ષર કુંજના મ્હોમાંથી બ્હાર પડ્યો.

"કોની ?"

"મનમોહનની." સૂતેલાં કુંજે મનમોહન તરફ આંગળી ચીંધી.

"અને તે ત્હારી શું સગી ?"

"મા...સગી...મા..." કુંજના ધ્રુજતા હોઠો ખુલ્લા.

"અને તેનું નામ ?"

"વિમળા."

કુંજની ઇંદ્રિયો મૃત્યુ-પળ પાસે આવવાથી ચપળ થઈ ગઇ. તેનું હૃદય તેમ ઉંખવા લાગ્યું. એક ભેદી ભંડારીયા પ્રતિ તેણે આશ્ચર્યચકિત બનેલા દેવેન્દ્ર તેમજ મનમોહનના ધ્યાન અંગુલિ દર્શાવી ખેંચ્યા. ચતુર દેવેન્દ્ર સમજ્યો કે એ કંઇક શોધી કાઢવાનું સંજ્ઞાથી સમજાવે છે. તે તુર્ત ઉઠ્યો. ભીંતમાં એક ખીલો ઠોકેલો હતો, અને તે કુંજની ઇશારતથી દેવેન્દ્રે ખેંચ્યો, તો એક ન્હાની સરખી ગોખલા જેવી બખોલ ભીંતમાં પડી ગઇ. તેમાં શું હતું ? એક રાજવંશી પોશાક ! દેવેન્દ્ર તેને ઉઠાવી કુંજ પાસે લાવ્યો. કુંજની જીભ હવે સડસડાટ ખુલી. તે બોલવા લાગ્યો. હૃદયનો મૃત્યુ-કરાર, દેવેન્દ્ર નોંધી લેવા લાગ્યો. વ્હાલા વાંચક ! કુંજ તથા કોકિલાના થોડાક પૂર્વ ઇતિહાસથી તું પરિચિત હોવાથી તે અત્રે ફરી આલેખવાની આવશ્યકતા નથી. એટલે ભાગ છોડીને આગળજ લખું છું.

"પછી જ્યારે અમે અમારી માને ઘેર ન જોઇ ત્યારે ઘર વેચી અમે બેઉ ભાઇબ્હેન સાથે નિકળ્યાં. ગર્ભશ્રીમંત મથુરાદાસનું લક્ષ્મીના લોભ માટે મ્હેં ખુન કર્યું. મ્હારી પાછળ દેવેન્દ્રબાબુ! તમે પડયા. હું અને મ્હારી બ્હેન મધુપુરી-છોડી કર્ણાવતીમાં આવ્યા. ઉમરાવ કનકકાન્તને હું મળ્યો, અને 'અમે રાજબીજ છીએ.' એમ એના મનમાં ઠસાવી આશરો માંગ્યો. અમારા ખર્ચાળ પ્હેરવેશ ઉપરથી, તથા કોકિલાના કુદરતી સૌન્દર્યે કરી ભોળો ઉમરાવ ભોળવાયો. થોડા દિવસમાં કોકિલા કુમારી છે, કહી મ્હેં ઉમરાવ સાથે એને વરાવી. દમનકાન્તના વેશમાં ઉમરાવને બનાવી ગાદી પચાવવા માટે મ્હેંજ ત્યાં નોકરી લીધી. પેલા પરિચિત અવાજની અમને ખબર પડી. પૂરતી તપાસ કર્યા બાદ મ્હેં અને કોકિલાએ સતત્ પ્રયત્ને તેની નકલ કંઠમાં ઉતારી. જ્યારે અમે પ્રથમ કર્ણાવતીમાં આવ્યા, ત્યારે કેશવકાન્ત ગૂમ થઇ ગયો હતો. મ્હારી મા વિમળાએ તેને ઉછેરી મ્હોટો કર્યો, તેજ તું મનમોહન. રાજબીજ હોઇ ભવિષ્યમાં તું સુખનો દા'ડો દેખાડશે, એવા સોનેરી સ્વપ્નામાંજ ત્હને એણે વીસ વર્ષનો કર્યો. બે ત્રણ વર્ષ આ ભેદી ગુફામાં ત્હને ગુપ્ત રાખી પછી કર્ણાવતીમાં એક નાનું ઘર રાખી ઉછર્યો. એ વાતને દસ વર્ષ વીતી ગયા. તું વીસ વરસનો થઇ નોકરી કરવા લાગ્યો. ગાદીના વારસ કેશવકાન્તને માટે હું બ્હેન-બનેવી તરફથી વારંવાર સાંભળતો હતો, અને એ કંટક જીવતો હોય તો દુર કરવા શોધતો હતો. એક દિવસ હું અચાનક ત્હારા ઘર આગળથી પસાર થતો હતો, ત્યાં મ્હારી માતાને મ્હેં ઓટલો વાળતી જોઇ. અમે બેઉ મળ્યાં. અરસપરસ સુખદુઃખની વાતો કરી. વાત ઉપરથી વાત નિકળતાં તું કેશવકાન્ત છે, એમ માતાને મ્હોડે મ્હેં જાણી લીધું. બીજેજ દિવસે

હું કોકિલાને મળ્યો. ત્યાં કનકકાન્તને કોઇએ..."ગાદીનો વારસ જીવે છે." એવો પત્ર લખ્યો હતો. તે મ્હારી બ્હેને મ્હને વંચાવ્યો."

"અને એ કાગળ લખી મ્હોટા ભાઇને ચેતાવનાર હુંજ." મનમોહને એ ભેદી રહસ્યનો સ્ફોટ કર્યો.

'બ્હેનના આ કાગળથી માતા વિમળાના બોલમાં મ્હને વિશ્વાસ બેઠો. હું બ્હેનને મનમોહનનું ખુન કરવાનો નિશ્ચય સંભળાવી ચાલ્યો ગયો. મ્હારી માતાને મ્હેં વધુ પ્રતિતિ દેવાનું કહેતાંજ તેણે આ ગુફામાં અહીં દાબી મુકેલા ત્હારા તે વખતનાં કપડાં તથા તરવાર બતાવી, એટલે મ્હારી ખાત્રી થઇ. એટલામાં અનાયાસે મ્હારી ભગિની કોકિલાને ગુફામાં જવાનું પેલું ગુપ્ત દ્વાર હાથ લાગ્યું. અમે તેનો છુટથી ઉપયોગ કરવા માંડ્યો. હું થોડે દુર એક ઘર રાખી દમનકાન્તને નામે રહેવા લાગ્યો. ઉમરાવના મ્હેલથી માંડી મ્હારા ઘર સુધી મેં સળંગ ખોદાવી, અને તેનેજ પ્રતાપે હું એક વાર કપડાં બદલી કુંજના વેશે બ્હેન કોકિલાના મ્હેલનાં જઇ શકેલો. (જુઓ પ્રકરણ ૨ જું.) જ્યાં ભુલથી રહી ગએલી બેદી ટ-વાલ લેવા મ્હારા બનેવીજ પાછા પધારેલા દેવીના નામ હેઠળ દેવેન્દ્રપ્રભુ ! તમારી આપેલી છાપેલી દફતરી જનાર, બારીમાંથી આવનાર વ્યક્તિ પણ હુંજ હતો. અમારો માર્ગ નિષ્કંટક કરી ગાદી પચાવી પાડવા, મ્હે કોકિલાએ અને મ્હારી માતાએ મળી તાગડો રચ્યો. કનકકાન્તનું ખુન કરાવવામાં તે સામેલ થઇ સંકેત અનુસાર ગુફામાંથી મ્હે પેલો વિચિત્ર અવાજ કાઢ્યો. શોધાશોધ થઇ રહી. દસ વરસે કુમુદિનીની ખળભળી. રાત્રે મ્હેં એ સુર ફરીથી કાઢ્યો. કનકકાન્ત પણ સુભાગ્યે શોધવા આવ્યા. ત્યાં ભીખારણ વેશે મ્હારી માતા વિમળા તેમને મળી. સુભાગ્યે મનમોહન ! એ રાત્રેજ તું નાટક

જોવા ગયેલો. મ્હારી માતાના કાલાવાલા સાંભળી કનકકાન્તને દયા આવી. તેઓ એને ઉઠાડવા નીચા વળ્યાં. ત્યાંજ તીવ્ર ઔષધવાળા રૂમાલ વડે મ્હારી માતાએ એમનું નાક પકડી લીધું. સ્હેજજ આચકે તેઓ પટકાઈ પડયા. રૂમાલને પાસેની નદીમાં નાખી મ્હારી મા શબ સમીપ પાછી ફરી. કદાચ જીવ રહી જાય, એ બ્હીકે તેણે પેટમાં ખંજર પણ ઘોંચી દીધું. તેના ગયા પછી હું અને કોકિલા પણ શબ આગળ ગયા. કપાળ ઉપર થએલો પરસેવો લુંછવા મ્હેં કોકિલા પાસે રૂમાલ માગ્યો. તેણે તે આપ્યો. મ્હેં પરસેવો લૂછી તે ગજવામાં મૂક્યો, અને ફરીથી તે કાઢવા ગયો, તે વખતે પેલું "મ" અક્ષરવાળું મથુરાદાસનું ઓશીયું બ્હાર નીકળી પડયું, તેની મ્હને સુરત ન રહી. ઉતાવળમાં અમે મ્હેલ તરફ પાછા ફર્યા. પેલો કોકિલાનો રૂમાલ પણ હું ત્યાંજ ભૂલી ગયો. એ વાતની યાદ મ્હને આવીજ નહિ. એના ઉપર "સ" એટલે સરસ્વતીનું નામ ભરેલું હતું." અહીં કુંજ જરા અટકયો. તેને કંઠે શોષ પડતાં તેણે પાત્રમાંથી પાણીનો એક ઘુંટડો ભર્યો

"ખુન થયાં પછી તરતજ હું ત્હારે ઘેર આવી મ્હારી માતાને મળ્યો. હવે મ્હારા કામમાં આડે આવનાર કેવળ "તું એકજ છે." એમ મ્હેં એને જણાવી ત્હારો ઘાટ ઘડવાનું સુચવ્યું. દસ દસ વર્ષ ઉપરના ત્હારા ઉપરના વ્હાલે કરી મ્હારી માતાએ એમ કરવાની ના પાડી, અને મ્હને જણાવ્યું કે "આ ખુનથી અજાણ એવા મનમોહન પાસે મ્હેં વચન લીધું છે, કે (તેનો જીવ બચાવ્યા બદલ) તેણે કોઇ દિવસ કેશવકાન્ત તરીકે ગાદી વારસનો દાવો કરવો નહી." (તમારા બેઉના જીવતાં.) પરન્તુ મ્હને આ વચન અને વાત ઉપર વિશ્વાસ ન બેઠો. અંતે તે પછીજ મ્હારી માતા આડી ફાટી. ત્હને તેણે મ્હારી નીચ વૃત્તિથી ચેતાવ્યો. કેમ ?"

"હા" અને મ્હેં એની સલાહથીજ સરોજનીનો સ્ત્રી–વેશ ધારણ કર્યો," મનમોહને પૂરતી કરી.

"બરાબર છે. બીજે દિવસે હું પાછલી બારીએથી નિત્ય નિયમ પ્રમાણે મોડી રાત્રે ત્હારા ઘરમાં આવ્યો. મ્હારી માતાને જગાડી, મનમોહનનું ખુન કરવામાં મ્હને મદદ કરવા મ્હેં તેને કહ્યું. પરન્તુ તેણે ના પાડી. દબાણ કરવા જતાં તેણે ચીસ પાડી, અને તેથીજ મ્હેં તેને ઠાર કરી. તું (મનમોહન.) જાગી ઉઠયો. અને આપણા બે વચ્ચે પછી રકઝક થઇ. મ્હારા કોટનું ગજવું તે વખતે ચીરાઈ ગયું. અને તેમાંથી પેલી દેવી તેજ દેવેન્દ્રની કાપલી પડી જતાં ત્હારા હાથમાં ગઈ. ખરૂં ને ?"

" હા. " મનમોહને મસ્તક હલાવ્યું.

"તુ મ્હારી પાછળ પડેલો છે, એ જાણતાંજ ત્હને ભુલથાપ આપવા મ્હેં મધુપુરીની ટિકિટ કઢાવી. તેં પણ તેમજ કર્યું. ત્હને મધુપુરી ધકેલી હું છટકી નાઠો. બાદબાદ દમનના વેશમાં દેવેન્દ્રબાબુ ! તમે મ્હારો ફોટો પાડી લીધો, જે લેવા મ્હેં તમને નદીમાં ફેંકી દીધા. દમનનો વેશ પલટી બોંયરૂં ઉઘાડી કુંજ વેશે કૌશિલાને ત્યાં જનાર હુંજ, અને વકીલ મી. સુરેન્દ્રનાથ થઇને આવનાર પણ હુંજ. જો કે બોરીયું અને રૂમાલ મ્હારી ભુલથી રહી ગયા છતાં મ્હેં મનમોહન ઉપરજ એના અક્ષરો લગાડી આરોપ ઢોળી પાડયો. સુરેન્દ્રનાથ બની તમારી પાસેથી તમામ વાત જાણી, તે પ્રમાણેજ પ્રપંચના પાટીયાં ગોઠવતો રહ્યો." અને આટલું બોલી કુંજ અટકયો. તેને હેડકી એડકી આવવા માંડી.

"ત્યારે આજે આ અવાજ કરવાનું કારણ શું ?"

"છેલ્લો નિકાલ કરવા. મ્હને ખાત્રી હતી કે તમારા એકમાંથી કોઇ પણ તપાસ કરવા અહીં આવશેજ. અને તે પછી છેવટનો ફેંસલો કરી......આ ભેદી-ગુફામાં તમને સદાને માટે દાટી દઇ નિષ્કંટક કર્ણાવતીની રાજગાદી...ભો...ભોગ..."

અને આટલું બોલતાં તો 'ઓ પ્રભો !" ની સાથેજ કુંજનો અમર આત્મા પંચભૂતનું પિંજર તજી ઉડી ગયો.

"થોડી વાર વધુ ખેંચી કાઢને તો ઠીક થતે ! નહિ ?" દેવેન્દ્રે મનમોહન પ્રતિ જોઇ કહ્યું.

"મળેલી માહીતી પૂરતી છે." બોલતાંજ મનમોહને લાસને નીચે મુકી. તેણે છેવટના બે અશ્રુ-બિંદુ મરનારની પાછળ પડયા. કોકિલા અને કુંજવિહારીની લાસ દરબારગઢમાં લઇ જવાની વ્યવસ્થા કરાવી, તેણે પોતાના બાલ્યકાળનાં વસ્ત્રો ઉપાડયા. સમશેર ઉપર તેની નજર પડી. તેણે તે ઉપર કોતરાયલા અક્ષર દેવેન્દ્રને વંચાવ્યા. તે શું હતા ?"

કર્ણાવતીના રા. કનકકાન્તનો લઘુ બાંધવ કેશવકાન્ત."



# પ્રકરણ:-૧૬ મું.

## " સદ્‌ભાગ્યનો સિતારો. "



કર્ણાવતીનો રાજ્યવારસ ચુંટી કાઢવા આજે દરબાર ભરાયો છે. નાના ઠાકોરોથી માંડીને તે ખંડીયા રાજા પર્યંત સૌ સૌને આસને બિરાજી રહ્યા છે. મૃત કનકકાન્તના બંધુ કેશવકાન્તના જીવતા હોવાની વાત પ્રસરાયલી હોવાથી ઠેર ઠેર એજ વાતો થઇ રહી છે. ત્યાં મૃત કોકિલા ગૌરી અને કુંજવિહારીની લાસો લાવવામાં આવી. પ્રત્યેકે હડી તેની પૂરતી ખાત્રી કરી. ત્યાં ડિટેક્ટીવ દેવેન્દ્ર એક વીસ વર્ષના તરૂણ યુવાન (મનમોહન) સાથે દાખલ થયો. સભામાં શાન્તિ પથરાઇ.

આદિથી અંત સુધીની તમામ જાણીતી વાતો દેવેન્દ્ર સભાજનોને કહી ગયો. કાગળના ચાર કટકા, બોરીયું ને રૂમાલ તેણે સભામાં સર્વ સમક્ષ મુકયા. પોશાક તથા મૃત કુંજની જુબાની વાંચી સંભળાવી, મનમોહન તેજ કેશવકાન્ત છે, તે પુરવાર કરી બતાવ્યું. દેવેન્દ્રના કહ્યાથી મનમોહન હવે ઉઠયો. દેવેન્દ્રે તેને થોડા સવાલ પૂછવાની ઇચ્છા જણાવ્યાથી તેણે હા પાડી.

"ત્યારે પ્રથમ તો તમે તમારો ઇતિહાસ સભા સમક્ષ વિદિત કરો."

"જેવી ઇચ્છા."

"મુરબ્બી સભાજનો અને સરદારો ! આજથી દશ વર્ષ ઉપરની વાત છે કે, જ્યારે હું મોટા ભાઇ સાથે શિકારે જતાં ભૂલો પડયો. ક્ષુધા તૃષાથી વ્યાકુળ એવો હું કોઇ એક અજાણ્યા નગરમાં જઇ ચઢયો, જ્યાં કુંજ તેમજ કોકિલા ભાભીની માતા વિમળા રહેતી હતી. તેણે મ્હને બોલાવ્યો. ભોજન-દાન દઇ તેણે મ્હને જીવન-દાન દીધું, મ્હેં તેને મ્હારી વાતથી પરિચિત કરી, સ્વદેશ જવાની વાત કહેતાંજ તેણે કર્ણાવતી વિષે પોતે અજ્ઞ છે, એમ જણાવ્યું. લાગ લાગટ પાંચ વર્ષ પર્યંત હું ત્યાં રહ્યો. બાદ મ્હારી ખુબ આજીજીથી એ મ્હને કર્ણાવતીમાં લઇ આવી "ત્હને મારવાને કેટલાક બદમાશ ફરે છે," એમ મ્હને સમજાવી તેણે વર્ષોની અવાવરૂ એવી ભેદી ગુફામાં મ્હને સતાડયો. અને આમ કરવામાં તેનો હેતુ શો હતો ? તે તે વખતે તો હું ન જાણી શકયો ! પરન્તુ અત્યારે હું ધારી શકુ છું, કે નસીબસંજોગે પોતાનો પુત્ર મળી જાય, (કુંજ) તો મ્હારે બદલે તેને કર્ણાવતીની ગાદીના વારસ પુત્ર કેશવકાન્ત તરીકે જાહેર કરવા. મ્હારૂં અને કુંજનું મોઢું ઘાણુંખરૂં મળતું આવે છે. સત્તર વરસનો થતાજ હુ સમજણો થયો, અને મ્હેં જીદ લઇ જુદું ઘર માંડયું. ત્યાર બાદ હું ધારૂં છે કે કુંજ સાથે મ્હારી માતાનો ભેટો થયો હશે. એક દિવસ મ્હેં મારી માતાને ગાદીને માટે મ્હારો હકક સાબીત કરવા મોટાભાઇની પાસે જવા વિચાર જાહેર કર્યો, ત્યારે મ્હારી માતાએજ બધો ભેદ ખોલી નાખ્યો. તેણે પોતાના તથા પોતાના પુત્ર-પુત્રી કુંજ અને કોકિલાના પણ તમામ ઇતિહાસથી મ્હને વાકેફ કીધો, અને કહ્યું કે " મોહન ! મ્હારી પુત્રી ત્હારા મોટાભાઇને પરણેલી છે. મ્હેં ત્હને ન્હાનેથી ઉછેરી મ્હોટો કર્યો તેનો બદલો, તું શું મ્હારાજ પેટ ઉપર પગ મુકી વાંળવા માગે છે ?"

મ્હારી એ પાલક માએ મ્હારૂં નામ મનમોહન પાડ્યું હતું, અને હુયે એજ નામથી મ્હને ઓળખાવતો હતો. શ્રીમંતાઇની જંજાળો કરતાં ગરીબાઇના મધુર સુખડાં મ્હને પણ વધુ ગમી જવાથી, અને મ્હારી માતાના આંસુડાં મ્હારાથી ન જોઇ શકવાથી મ્હેં એને કુંજ અને કોકિલાના જીવતાં માથું ન ઉંચકવા વચન આપ્યું. ( કેવો સ્વાર્થ-લાભ !" ) આજ સુધી મ્હેં એ વચન નિભાવ્યું. પરન્તુ વીસમે વરસે જ્યારે મ્હને ખબર પડી કે દેવેન્દ્રબાબુ મ્હને શોધવા અહીં આવેલા છે, તેમજ તેઓ શરદચંદ્ર તથા સરસ્વતીને પણ શોધે છે, ત્યારે મ્હારૂં હૃદય મ્હને આ બાબત જાણવા છતાં ન કહેવા બદલ ડંખવા લાગ્યું. અધુરામાં પૂરૂં મ્હારો ભાઇ એક અપવિત્ર સ્રીને પોતાની પત્ની કરી બેઠો હતો, તે પણ મ્હને બહુ સાલતું હતુ પરન્તુ પરણી ગયા પછી મ્હારી માતાએ મ્હને આ વાત જણાવેલી, એટલે ઘરના એબ પાછળથી ઉઘાડી પાડવામાં શું ફાયદો ? મેના ને મધુરાની સાથે મ્હને આજ વેળા પરિચય થયો હતો, અને નિરાધાર એવા તેમને મ્હેંજ પાછળથી આશ્રય આપ્યો. પરન્તુ બીજેજ દિને મોટા ભાઇનું ખુન થયું. મ્હારી માતાએ જો મ્હારાથી કોઇ પણ વાત છુપાવી હોય તો તે આ ખુન-નીજ હતી. અને હું અજ્ઞાની કુંજ ઉપર શક રાખી તેની પુંઠે પડ્યો. વધુમાં મ્હારી માતાએ પોતાના ખુનની આગલીજ રાત્રે મ્હને કુંજથી ચેતાવી સરોજનીનો સ્વાંગ ધારણ કરવા સૂચના કરવી. અને તેથી મ્હારો કુંજ ઉપરનો શક મજબુત થયો. દમને મ્હારી માતાનું ખુન કર્યું, તે વેળા હું ઘરમાંજ હતો. અને મ્હેં એ નજરેનજર જોઇ દમનને ઓળખી લીધો હતો."

"પરન્તુ કુંજ તેજ દમનકાન્ત તથા સુરેન્દ્રનાથ છે. એ તમે ક્યાંથી જાણ્યું ?"

"એક વેળા મોડી રાત્રે કુંજ અને કોકિલા બેઉ મ્હારી પાલક માતા એટલે એમની માતા મળવા વિમળાને આવ્યા હતા. હું જાગતો હતો, અને મ્હેં એમની વાતો સાંભળી. વાતમાં ને વાતમાંજ તેમણે પોતાની માને પોતાના આ ત્રણે નામ કહી મળવા આવે. તો ન ગભરાવાની અને કાળજી રાખવાની સુચના આપી. અને તે ઉપરથીજ એ જુદા જુદા વેશ અને નામ હું જાણી ગયો. બીજી સ્હવારે મ્હેં ત્યાં એક રૂમાલ પડેલો જોયો. તે રેશમી હોઇ તેના છેડાઓ ઉપર "સ" અક્ષર ગુથેલો હતો. મ્હેં મ્હારી માતાને આ "કોનો છે," એમ પૂછ્યું. એણે તે તરતજ મ્હારા હાથમાંથી ખુંચવી મ્હને તે પોતાની પુત્રી સરસ્વતીએ ગુંથી આપેલો છે, એમ જણાવ્યું. મ્હને આ પ્હેલાં ખબર ન્હોતી કે કુંજ અને કોકિલા મ્હારી માતાને રાતના મળવા આવે છે, પણ રાતનો બનાવ જોતાંજ તે કોકિલાનો રહી ગયો છે, એમ હું ચેતી ગયો. અને તેથીજ મ્હેં તમને એ સરસ્વતીનો છે એમ જણાવી દીધેલું."

"ત્યારે મધુપુરીમાં તમે એની સાથે રે'તા હતાં, ને ત્યાં ગુથતાં જોએલો, એ વાત ખોટીજને?" દેવેન્દ્રે પૂછ્યું.

"હાસ્તો. એ તો સરોજનીનો વેશ બરાબર ભજવવા."

"વારૂં પછી?"

"પછી શું? બોરીયાના નામની તો મ્હેં કેવળ અટકળજ કરેલી, કારણ હું જાણતો હતો, કે ગર્ભશ્રીમંત મથુરાદાસનો ખુની કુંજજ હોવોજ જોઇએ."

"વારૂં. ત્યારે કેશવકાન્ત જીવે છે." એવું ભેદી ટપાલથી લખી કનકકાન્તને ચેતાવવાનું તમને કંઇ કારણ?"

"મ્હારો વિચાર ગાદી તો લેવાનો ન્હોતોજ. પરંતુ કેવળ મોટા ભાઇને હું જીવું છું. એમ આશ્વાસન આપી દર્શન કરવાનો, અને તેઓ મ્હને શોધવા નાહકનો ખર્ચ ન કરે એટલા પુરતોજ."

× × × × ×

વ્હાલા વાંચક ! તે પછી કર્ણાવતીની ગાદીનો રાજ્યમુકુટ કેશવકાન્તને માથે મૂકાયો: "મહારાજા કેશવકાન્તની જય."–ગર્જનાથી દરબાર ગાજી ઉઠયો. દેવેન્દ્રને યોગ્ય કદર કરી શિરપાવ આપવામાં આવ્યો. અને આ મંગળ પ્રસંગેજ મધુરીએ મેનાનો મંગલ હસ્ત મનમોહનના હાથમાં મૂક્યો એક સાથે બે ખુનના કેસનો નિવેડો લાવી દેવેન્દ્ર કલકત્તા પાછો ફર્યો.



# પ્રકરણ:–૧૭ મું.

## "મેના પોપટ."

સુશીલા સાંપડે જો તો સકળ સંસાર સારો છે,
કુભાર્યા કર્કશા મળતાં દુઃખોનો કંઇ ન આરો છે.
"સ્વામીભકત સહધર્મિણી, એજ સંસાર–સિંધુ તરવા સ્વર્ગીય નૌકા !"

"મેના હવે તો તું રાજરાણી થઈ નહિ વારૂ ?" કેશવે શૃંગારભુવનમાં પ્રવેશતાંજ ટકોર કરી.

"તેમાં શું થઈ ગયું ?"

"એટલે એમ કે હવે હવે જરા તમારાં માન વધ્યાં."

"ઠીકજ છે તો."

"ઠીક. કેમ ? બ્હેનના હવે આ સાહેબ થયા છો ! નહિ વારૂ ?"

"બહુ સારૂ."

"કેમ આજ કંઇ દેવી જગદંબા દાસ ઉપર નારાજ છે ?"

"કંઇક એવું ખરૂં." મેનાએ પણ હવે રમુજી પ્રશ્નના ઉત્તર રમુજીજ આપવા માંડયાં.

"તો કહો તો દાસ બે હાથ જોડી થોડી સ્તુતિ કરી લે."

"જેવી ભક્તિ ! ને શ્રદ્ધા ! સાથે ઇચ્છા."

"માથું પણ નમાવે કે ?"

"તે પણ દેવીને પૂછવાનું કે ? કહે તો તો સૌ કરે. એમાં નવાઇ શું ? કહ્યા વિના કરે તેનુંજ નામ માણુસ."

"ચાલો ત્યારે આપણે માણુસની ગણુતરીમાંથી બાતલ ! એમજને?"

"હાસ્તો."

"છો રહ્યા અમે જેવા છીએ તેવા. તમને અમારી જરૂર નથીને ?"

"દેવીને દેવની ને દેવને દેવીની જરૂરજ હોયજ."

"ના. ના. થોડું કંઇ કોઇના વિના કોઇનું ગાડું અટકી રહે છે."

"હા. એ તો પછી ચાલેજ તો. પરન્તુ હોય તો જરૂર ફેર પડે. હો !"

"હવે પડયો ફેર."

"તો લ્યો...હું ચાલી જાઉં છું. જોજો જોઉં ફેર પડે છે, કે નહિ !" કહી મેના ઉઠીને બહાર જવા બારણા આગળ ગઇ.

"જાવ. જાવ. અટક્યા કેમ ?"

"જઇશ, હાં! પછી લટકતા રહેશો."

"ફિકર નહી."

"જોજો હાં!"

"છો."

મેના બારણું ઉઘાડી બ્હાર પગ મૂકે કે એક હસમુખી કદાવર પુરૂષ વ્યકિત અંદર આવી. તેણે બે હાથ લાંબા કરીને મેનાને જતી રોકી. હસતાં હસતાં તે બોલી...

"જાવ છો કયાં? મેના ભાભી! ભાઇની સાથે છેડાછેડી ગંઠાવીને આવ્યા છો. હા!"

મેના તો તેને ઓળખતાંજ શરમાઇ ગઇ.

"લુચ્ચા. આવા મ્હેમાનો પણ કેત્રા છાનામાના છૂપાઇને આવે છે?"

"હારતો. તમેયે શું ઓછાં છો? બિચારા કેશવભાઇને પરણી અને ઘર માંડી રહ્યાને હજુ પૂરા બે મહિના તો થયા નથી, ત્યાં તો આ ઉઠીને જવા તૈયાર થયા. કયારના જાઉં જાઉં કરી નાચ નાચો છો! વાહ! આવુંજ કરવું હતું, તો નાહક બિચારા અમારા કેશવભાઇનું બ્રહ્મચર્ય શા માટે ભંગાવ્યું?"

"બસ બસ. બહું થયું. બેસો હવે." કહી મેનાએ મોઢા ઉપર હાથ દાબ્યો.

"કેમ જોયુંને દેવેન્દ્રબાબુ? આ ચાલ્યા જવાની તમારી ભાભી સાહેબની શિકલ!"

"અરે. કંઈ વાત! આબેહુબ ફોટો પાડી લેવા લાયક છે."

"હવે મશ્કરી નાખો ચુલામાં. બળ્યું તમે આખો દિવસ આમ શું કરો છો ? કહો દેવેન્દ્રભાઇ ! તમે ક્યારે આવ્યા ?"

"આજે સ્હવારના."

"લુચ્ચા ! ત્યારે મ્હને અત્યારેજ મોઢું દેખાડ્યું ?"

"અને પરણ્યાં પ્હેલાં નહિ કે ?"

"જાવ જાવ. હેં ! સાચું કહોને. શા માટે આવ્યા છો ! અમસ્તા, કે કામસર ?"

"લ્યો. ત્યારે કહું." કહી દેવેન્દ્રે ગજવામાંથી એક અર્ધ બળેલું વીલ ખેંચી કાઢયું.

"આ તમારી પાસે ક્યાંથી !" વીલ દેખતાંજ કેશવકાન્ત ટટાર થઇ ગયો.

"સરોજની બ્હેન ! આપના પાછળના હાથમાંથી ખેંચી લેનાર હાથ આ સેવકનોજ હતો. હોં !" દેવેન્દ્રે કહ્યું.

"ત્યારે નાહક વીલ ખેંચી મ્હને સપડાવ્યો કેમ ?"

"તમે સળગતું વીલ પૂરૂં હોલવી ન્હોતું નાખ્યું. અંદરથી બળે છે, એમ ફાટમાંથી મ્હને માલમ પડતાંજ મ્હેં એ ખેંચી લીધું, અને હોલવવા જતાં જરા હું દાઝયો, જેથીજ તમારી મદદે આવતાં જરા વાર લાગી."

"એમ ! ત્યારે દરબારમાં એ કેમ હાજર ન કર્યું ?"

"કોઇ ખાસ કારણસર. મ્હને એની જરૂર જણાઇ નહિ તેથી."

"કારણ ?"

"વીલ વગર તમને ગાદી મળી શકે એમ મ્હારી પાસે પુરાવા હતા."

"પરન્તુ ન લાવવાનું કારણ?"

"આ વીલ પાછળથી ખોલી જોતાં મ્હને બનાવટી લાગ્યું તેથી. એમાં તમારે માટે ગાદીનો ઇસારો સરખોયે નથી."

"હેં!"

"હા. લ્યો વાંચી જુઓ."

"ત્યારે ખરું વીલ ક્યાં ગયું?"

"કુંજની અડધી જુબાની આપ્યા પછી મ્હોત થયું, તેની સાથેજ દટાઇ ગયું."

"જો એ ખોટુંજ વીલ હતું, તો પછી એને એ બાળી નાખવાનું શું પ્રયોજન?"

"કોને ખબર? કુંજના મનનો ઇરાદો હુંયે નથી કળી શકતો. પરન્તુ હું ધારી શકું છું."

"શું?"

"કુંજનો વિચાર બ્હેન સાથે પણ દગો રમી ખૂન કરી ઉમરાવપદ સ્વહસ્તક કરવાનો હોવો જોઇએ. તેથીજ બ્હેનને જાણે દેખાડવાને એણે એ તેના દેખતાં બાળ્યું હોય! તો બને."

એટલામાં મેના ચાહના પ્યાલાઓ લાવી. એટલે વાત અહીંથીજ અટકી પડી.

"મેના...પ્હેલાં દેવીબ્હેનને આપજે." કેશવે મશ્કરી કરવા માંડી.

"ના–ના સરોજની બ્હેનને." દેવેન્દ્રે પણ મજાક જારી રાખી.

"હવે લ્યો. પ્હેલી ને છેલ્લી કરતાં, પીવી હોય તો પીઓ વળી?" નહી તો લટકતાં રહી જશો. કહેતાંજ મેનાએ ચાહના પ્યાલા મૂકી દીધાં. ચાહ પીતાં કેશવ બોલ્યો.

"કેમ દેવેન્દ્ર! ભાભી સાહેબને બરાબર બનાવતાં આવડી છે કે?"

"તદ્દન કચરો. વાતજ ન કર. આથી તો આપણો હોટલનો બબરચી સારી બનાવે."

દેવેન્દ્રે હસતાં સહતાં જવાબ આપ્યો. મેના ખીસીયાણી પડી ગઇ. રીસાઇને ઠણુકા ભરી દોડી જવા લાગી. ત્યાં તો બેઉ ખડખડાટ હસી પડયા.

"અરે ભાભી સાહેબ! આ ખાલી થએલા પ્યાલાંઓ તો વિછળવાને સાથે લેતાં જાવ. એમ ને એમ ખાલી હાથે કયાં મ્હાલતાં ચાલ્યાં?" એમ કહી દેવેન્દ્રે તેને જતા રોકી.

"દેવેન્દ્રભાઇ! એમનેયે તમે તમારી સાથે લેતાં જાવ."

"કાં વારૂ?

"કલકત્તા."

"પછી?"

"ડિટેકટીવની જગ્યા અપાવો. તમારા કરતાં બાયડીનો વેશ ધારી ઘુંઘટો કાઢતાં એમને સારો આવડે છે."

"લે. અલ્યા ભાઇ પોપટ! હવે ત્હારો વારો આવ્યો. વાહ! ભાભી વાહ! રંગ રાખ્યો. તમેયે માયાના મળ્યાં. દાવ ઉપર સોકટી

તો આબાદ મારી. વાહ! મેના-પોપટનું જોડું તો બરાબર છે. હાં! ખરી વાતને?"

મેના ખડખડાટ હસી પડી.

"હવે લે...સાંભળે છે કે અલી મેના! બ્હેરી તો નથી થઇને?" ખાલી પ્યાલો આપતાં કેશવે બૂમ પાડી.

"ના મ્હારા પોપટજી."

* * * *

વાંચક! હવે વિદાય લઇશું. દેવેન્દ્ર અહીં વારંવાર કલકત્તાથી આવે જાય છે, અને આવા સ્વર્ગીય આનન્દવિનોદ ચાલ્યા કરે છે. વાંચક વીરા! ચોપડીના કેટલાક સામાન્ય ભેદોની ઉકેલણી ત્હારી ચતુર બુદ્ધિ ઉપર છોડી છે, તે શોધવી ત્હારે માથે. મ્હેં આટલી અક્કલ દોડાવી તો તું કંઇક તો દોડાવશેને? નહિ તો પછી "ભેંસ આગળ ભાગવત" જેવાજ ત્હારા વાંચ્યા ને સમજ્યાનો અર્થ. આવી મીઠી મશ્કરીના પ્રસંગો પ્રભુ પ્રત્યેકને બક્ષે! એજ શુભેચ્છા સાથે વન્દેમાતરમ્.



(સચિત્ર) **શયતાની લીલા** (સચિ



પ્રકાશક—શ્રી પ્રાણજીવન પુસ્તકાલય. ટાવર રોડ—સુરત.

શંકર પ્રેસ-સુરત. કીંમત આઠ આના.